# નરસિંહ મહેતો અને મીઠો કવિ

(સં. ૧૯૮૭ના "ગુજરાતી"ના દીવાળીના સાહિત્યના
ખાસ અંકમાંથી ફરી છપાવેલો લેખ.)

લેખક અને સંપાદક:
જ્યોતિર્મલ્લ જગજીવન નરભેરામ બધેકા

"નરસંઈ મહેતાના શિષ્ય મીઠાએ મહેતાના જીવનના પ્રસંગો પદબંધ કર્યા છે.
તે દીવાળીના અંકમાં છપાયાથી મહેતાના જીવન ઉપર અપૂર્વ પ્રકાશ પડે છે."
દિ. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ (ના તા૦ ૯-૧૧-૧૯૩૧ ના પત્રમાંથી)

પ્રકાશક:
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧

---

ઈ. સ. ૧૯૩૧

## અનુક્રમણિકા





પુસ્તકો મળવાનું ઠેકાણું—

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ,
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ,
કોટ, મુંબઈ નં. ૧

# ઉપોદ્‌ઘાત



ગુજરાતના એક ઉંચી કોટિના ગણિતશાસ્ત્રી, જ્યોતિષી, ભાવનગર તાબે તળાજાના રહીશ, રા. રા. જગજીવન નરભેરામ બધેકાનું નામ "ગુજરાતી"ના વાચકોથી અજ્ઞાત નથી. તેઓ જ્યોતિષ્ અને ગણિત એ બે વિદ્યાઓ સાથે ગુજરાતી સાહિત્યનાં પ્રાચીન કાવ્યો, રાસ, ભજનો, લોકગીતો, દુહા, સોરઠા, વાર્તાઓ વગેરેના એક સંગ્રહકર્તા જ નહિ, પણ તે સુંદર ગાઈ, સમજાવનાર, સમર્થ લોકસાહિત્યજ્ઞ પણ છે. આ બહુ પ્રાચીન લોકસાહિત્યમાંથી આપણું પ્રાચીન આર્ય જીવન, સામાજિક વ્યવહાર, દિનચર્યા વગેરે સંબંધમાં ઘણું જાણવાનું મળી આવે છે. તેઓ ભાવનગર નજીક તળાજાના રહીશ હોવાથી તેની આસપાસના પ્રદેશમાં થઈ ગયેલા સાધુ, સંતો અને ભકતોનાં ભજનોનો તેઓએ સારો સંગ્રહ કંઠસ્થ કર્યો છે.

ગુજરાતના આદિ કવિ મનાતા નરસિંહ મહેતાના જેમાં સાક્ષાત પ્રસંગ આવેલા છે એવાં, ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી ભજનો વગેરે બનાવનારા મીઠા ભકતના જીવન વિષે, રા. રા. જગજીવન બધેકાજીએ મારી ઉપર પત્રો દ્વારા કેટલીક હકિકત લખી મોકલી છે તેનો સંગ્રહ આ પુસ્તિકામાં કર્યો છે.

કાર્તિકી
દેવદીવાળી
સં. ૧૯૮૮

ન. ઈ. દેશાઈ

# નરસિંહ મહેતા અને મીઠો કવિ*



લેખકઃ—શ્રી જ્યોતિર્મલ્લ જગજીવન નરભેરામ બધેકા

## કવિ મીઠા ભગત વિષે હકિકત

કવિ મીઠો ભક્ત ચારણ હતો. તે તળાજા પાસે ઉંચડી ગામમાં રહેતો અને સં. ૧૫૯૨ માં ગુજરી ગયો એમ મનાય છે. તે સં. ૧૫૨૦ થી સં. ૧૫૯૨ સુધીના ગાળામાં જીવતો હતો. સં. ૧૫૪૨ માં તેને મહેતાજીનો સમાગમ થયો હતો એમ તે પોતે જ એક મંડપ મેળામાં જણાવે છે. તેણે મહેતાજી સંબંધી ભજનો તેમ જ ગરબાઓ પણ રચેલાં છે. આજે પણ ગોપનાથ મહાદેવના મંદિર પાસે દર વરસે ભાદરવી અમાસે, એટલે આપણી શ્રાવણ વદી અમાસે એક મોટો મેળો ભરાય છે, તેમાં આ ભજનો કાયમ ગવાય છે. મીઠાનું રચેલું નરસિંહ મહેતાની પુત્રી સૌ. કુંવરબાઈનું 'લગ્ન અને મામેરાનું ભજન' અને તેમના પુત્ર શામળશાહના વિવાહનું ભજન, વગેરે મારગી સાધુઓમાં આજે પણ ગવાય છે. તે સંવત, માસ

* આ લેખ "ગુજરાતી" પત્રના સં. ૧૯૮૭ ના દીવાળીના ખાસ સાહિત્ય અંકમાંથી સ્હેજસાજ સુધારા સાથે ફરી છપાવ્યો છે.

અને તિથિવાળા હોય છે. વાર તેના કોઈ પણ ભજનમાં નથી આવતો એટલું ગણિતવિદ્યાની દૃષ્ટિએ મુખ છે.

## નરસિંહ મહેતાનો શિષ્ય લાખોજીવાળો

લીલવણુ કરીને ગામ મહુવા તાબે ભાવનગરનું છે. ત્યાંના વાળા રજપુત લાખોજી કરીને થયેલ છે; તે પણ સંવત ૧૫૪૦ માં હયાત હતા, તેમ તેમની કવિતાઓ ઉપરથી સમજાય છે. આ લાખાવાળાનાં પદ જેવાં કે, "નાથ તમે નિર્ધનીયાંનું છો નાણું, લાગે વાહાલું ગોવિંદાનું ગાણું" વગેરે બૃહત્કાવ્યદોહનમાં લેવાયાં છે. આ લાખોજીએ 'મહેતાજીનો મંડપ' એ નામનું ભજન કરેલ છે. તે મંડપમાં મહેતાજી પધારેલા તેનું વર્ણન છે. આ મંડપ બગડેશ્વર મહાદેવમાં થયાનું લાખોજી કહે છે. ત્યાં હાલ બગડાણા ગામ અને સુંદર ત્રિવેણી નદી છે. તે મંડપ સંવત્ ૧૪૯૭ માં થયાનું લાખોજી જણાવે છે. મીઠાનું પણ રચેલું લાખાવાળાના મંડપમેળાનું એક ભજન છે.

## નરસિંહભક્ત ગેમલજી ગોહીલ

વળી કુકડ કરીને ઘોઘા તાબાનું ગામ છે. ત્યાં ગેમલજી ગોહીલ કરીને એક ભક્ત થયા છે. તેમણે મહેતાજીના ભક્તિભાવનું વર્ણન ઘણું જ સુંદર કરેલ છે. તેમની વંશાવલિ તેમના વંશજો પાસેથી મેળવી શકાય તેમ છે.

આ બધું સાહિત્ય સં. ૧૫૧૨ માં મહેતાજીનો હારમાળાનો પ્રસંગ બન્યો, એ સાબીત કરે છે. તેમ જ સખીરૂપ મહેતાજીનું ગેમલજી ગોહીલે કરેલ વણુન છે. તેમાં ગોપનાથજી પધાર્યા હતા એમ ગેમલજી વર્ણવે છે. જે સ્થાનમાં આ મંડપમેળો થયો તે સ્થાન સમુદ્રકિનારે છે. ત્યાં હાલમાં નાના ગોપનાથજી અને નરસિંહજીનું મંદિર છે.

## મીઠાનાં નરસિંહ મહેતા સંબંધી કાવ્યો

મીઠા ભક્તના રચેલા એક ભજનમાં મહેતાજીની દીકરી કુંવરબાઇના સીમંતનો પ્રસંગ, અને મામેરાની તિથિ આપી છે. બીજું ભજન શામળશાહના વિવાહનું છે. ત્રીજું કુંવરબાઇનાં લગ્ન થયાનું ભજન છે. ચોથામાં શામળશાહનું અવસાન થયાનું લખ્યું છે. નરસિંહ મહેતાના પુત્ર શામળશાહના વિવાહમાં મહેતાજીએ કહ્યું છે કે પોતાને એક પુત્ર તથા એક પુત્રી જન્મ્યાં હતાં.

## મીઠાનાં મંડપમેળાનાં પદો

મીઠા ભક્તનાં કરેલાં આવાં આઠ મંડપમેળાનાં ભજનો અને ગરબાઓ હાથ લાગેલાં છે; અને તે મુખ્ય ભાગે ભાવનગરથી મહુવા સુધીનાં નાનાં ગામોમાં મારગીસાધુઓ એકતારા તંબુરાથી ગાય છે.

**મંડપમેળો**:–જેમ રાજસૂય યજ્ઞમાં મોટામાં મોટા રાજપુરુષનું પૂજન થતું તેમ ભક્તજનોના મેળામાં મોટામાં મોટા હરિજન ભક્તનું પૂજન થતું; આવા પૂજનપ્રસંગને મંડપમેળો કહે છે. મહેતા નરસિંહને તેમના ભક્તો નરહરિરૂપ ગણતા અને તેમના પૂજનને કારણે તેઓ આવા મંડપમેળા યોજિતા.

**ઠાકરથાળી**:–આવા મંડપમેળામાં ઠાકરથાળીનો ઉત્સવ થતો. રબારીઓ, ભરવાડો વગેરે લોકો પોતાનાં દૂઝણાં ઢોરનું દૂધ એકઠું કરતા; તેની ખીર રાંધી, એક તપેલામાં ભરતા. વળી મોટા મોટા રોટલાઓ બનાવી એક કથરોટમાં મૂકતા. આ બન્ને વાનાં પૂજનીય વ્યક્તિ (દા. ન. મહેતાજી) પાસે મૂકાતાં. પછી એકકેકો ભક્ત ક્રમ વાર ઉઠી રોટલાનો નાનો એક કકડો કરી, ખીરમાં બોળી, પૂજનીય વ્યક્તિના મુખમાં મૂકતો અને સામું તે પ્રમાણે ભક્તના મુખમાં એ પૂજનીય વ્યકિત મૂકતા. આમ એકકેકો કોળીઓ એક **કોળીપાવળી** ગણાય અને જેટલી વધુ સંખ્યામાં એવી કોળીપાવળી થાય તેટલો આ ઠાકરથાળીનો મહિમા મોટો.*

આ ઠાકરથાળીનો ઉત્સવ કોઈ પણ માસની અજવાળી બીજ તિથિએ થાય છે, તેમાં પણ માઘ અને આષાઢ માસની સુદી બીજ વધારે સારી મનાય છે. આ ઠાકરથાળીના મેળામાં મીઠા ભક્તના રાસ વિશેષ ગવાય છે. આ દરેક ભજનને અંતે સંવત્, માસ અને તિથિ આપેલ હોય છે, તેને વારની સાથે સંબંધ નથી.

(૧) મોટા ગોપનાથનો ગરબો. (૨) નાના ગોપનાથજીમાં કુકડના રહીશ ભક્ત ગેમલજી ગોહિલનું પદ. (૩) બગડેશ્વરનો લાખાવાળાનો મંડપમેળો. (૪) ભાવનગર પાસે નકલંકી મહાદેવમાં મંડપમેળો. આ જગ્યા પાસે હાલ ગુંદી અને કોળીયાક ગામો છે. તે ગામ અને મહાદેવ ભાવનગરથી ૮ માઈલ દૂર છે. (૫) મીઠીવીરી ગામમાં મહાદેવ પાસે સંત સેવાદાસનો મંડપમેળો. (૬) હાથસણી ગામે ભોજનાથ મહાદેવમાં ભક્ત માનાભાઇનો મંડપમેળો. આ હાથસણીઉ ગામ મહુવા

---

* કવિશ્રી ત્રિકમદાસના "ગુજરાતી" પ્રેસ તરફથી પ્રકટ થયલા કાવ્યસંગ્રહમાં આરંભમાં 'પર્વતપચ્ચીશી' છાપેલી છે. તેનો ઇતિહાસ ૧ લા અધ્યાયમાં આપેલો છે. એમાં પર્વત મહેતા અને નરસિંહ મહેતાના આવા એક મંડપમેળાનું જે વર્ણન દંતકથાને આધારે મેં લખેલું છે, તેને મીઠાના અહીં આપેલા કાવ્યથી ટેકો મળે છે. એમાં વર્ણવેલો એક પ્રસંગ આવા જ મંડપમેળાનો જ હશે એમ ધારૂં છું. આવા મંડપમેળામાં નરસિંહ મહેતા જતા તેથી નાગરોએ તેમને ધૂત્કાર્યા હશે અને કવિએ તે ઉપરથી

"વટલ્યો રે વટલ્યો, નાગર નરસૈંયો, જેણે ઓઠયું આહિરનું ખાધું રે."

વગેરે. ન. ઈ. દેસાઈ

અને પાલીતાણાના રસ્તામાં છે. (૭) શીહોર ગૌતમેશ્વર મહાદેવમાં પ્રભાકર જાનીનો મંડપમેળો. (૮) તુલશી શ્યામ ગિરના જંગલમાં દેવાઇત ભક્તનો મંડપમેળો.

આ બધા મેળામાં ભક્ત નરસિંહનું માહાત્મ્ય અને પરચા આપેલ છે. છેલ્લા ૬, ૭, ૮ આ ત્રણ મેળામાં મહેતાજી માંગરોળથી આવેલા જણાય છે.*

નં. ૫, ૭ આ બે મેળામાં નાગર ગૃહસ્થો પણ આવેલા છે. આ ઉપરાંત મામેરૂં, શામળશાહનો વિવાહ વગેરેનાં ભજનો પણ ઉપર પ્રમાણે તિથિઓવાળાં છે. મીઠા ભક્તના ૩૨ સોરઠા છે. તે હારમાળાના છે; જેમાં છેવટ સોરઠો છે કે:--

પંદરાગોતર બાર માગસર સુદની સાતમે;
હરખે આપે હાર, સભા મધ્યે શામળો.

આ ઉપરથી સં. ૧૫૧૨ મીઠો ભક્ત કબૂલ કરે છે."

નરસિંહ મહેતાનો કાળનિર્ણય કરવો તે હું ઇતિહાસકાર નહિ હોવાથી કરી શકતો નથી. માત્ર ભજનો, રાસ, ગરબા વગેરેમાં આપેલ કાળ સત્ય માનું. વારનું ગણિત માથાફોડીઉં અને તકરારી વિષય છે, મારી પાસે મહેતાનું તેમ જ બીજું હાથ આવેલ સાહિત્ય આપને જ આપવાનું છે.

## મીઠાનો નરસિંહ મહેતા સંબંધમાં મત

ભક્તશિરોમણિ અને આદિકવિ નરસિંહ મહેતાનો કાળનિર્ણય કરવા અનેક સાક્ષરોએ પ્રયત્ન કરેલો છે, છતાં તે વિષે જોઇએ તેવો પ્રકાશ પડેલો નથી. આ વિષયને લગતાં કેટલાં સાધનો પ્રાપ્ત થઇ શકે તેમ છે તે તપાસતાં દંતકથાઓ અને વાઙ્મય વધારે પ્રમાણમાં મળે છે. આ વાઙ્મય પ્રમાણોમાં ચારણ કવિ મીઠાની કવિતાઓ વધારે મળે છે.

* ત્રિકમદાસનાં કાવ્યો છપાવતાં મને એક શંકા થઈ હતી કે નરસિંહ મહેતાએ, જ્યારે કાકા પર્વત મહેતાને ત્યાં માંગરોળ મુકામે સં. ૧૫૦૧ માં દ્વારકાથી શ્રી રણછોડજીનું એક નાનું સ્વરૂપ પધાર્યું, ત્યારે એ સંબંધી કાંઈ કશો ઉલ્લેખ એના અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં કાવ્ય, પદો વગેરેમાં કેમ કરેલો જણાતો નથી? પણ પછી ચોક્કસ ખુલાસો ન મળતાં એમ સમજીને મન વાળ્યું કે એનાં ઘણાં કાવ્યો વગેરે ગુમ થયાં છે, એટલે તેમાં તેવાં કાવ્યાદિ પણ ગુમ થયાં હોય તો નવાઈ નહિ. પણ રા. બધિકાના કથન ઉપરથી માંગરોળથી નરસિંહ મહેતા અમુક સમયે પધાર્યા, એટલો ઉલ્લેખ મળે છે. એટલે માંગરોળ સાથેનો મહેતાજીનો સંબંધ હતો, એ પુરવાર થાય છે. કંઈક આડકતરો ઉલ્લેખ મળે છે તે વિષે મેં ઉક્ત ગ્રન્થના પરિશિષ્ટમાં સૂચન કરેલું છે.

ન. ઉ. દેસાઈ

મીઠાની કવિતાઓથી જણાય છે કે મહેતાજી સમર્થ વિદ્વાન, સંપૂર્ણ સંગીત જાણનાર, પ્રખર તત્ત્વજ્ઞાની, અને પ્રેમલક્ષણા ભક્તિ એટલે સર્વોત્તમભાવ એવો ઉપદેશ કરનાર હતા.

## મહેતાજીનું એક જૂનું સ્થાનક

તેઓ તળાજાના ડુંગર ઉપર ગુફાની નાની કોટડીમાં રહેલા. ત્યાં ઉપદેશ કરતા. તે કોટડી હાલ "નરસિંહ મહેતાની નિશાળ" ને નામે ઓળખાય છે. ત્યાંથી નજીકમાં પાણીનું ટાંકું છે તે મહેતાની વાવને નામે ઓળખાય છે. મહેતાની નિશાળમાં હાલ હનુમાન અને ગણપતિ એમ બે મોટી પ્રતિમાઓ છે. મહેતાજી પાસે ઉપદેશ લેનારામાં ભક્તરાજ "ભારાજી ઠાકોર" છે. આ ઠાકોર તળાજા પાસે આવેલ ત્રાપજના રાજા હતા. ઉમ્મરે વૃદ્ધ હતા, એમ મીઠો જણાવે છે.

## નરસિંહ મહેતાનો ઐતિહાસિક વ્યક્તિઓ સાથે સંબંધ

**ભક્તરાજ ભારાજી અને સારંગજી ઠાકોરનો** કાળ એક જ છે. ઇ. સ. ૧૪૪૫ સુધી સારંગજીએ રાજ કર્યું છે. સારંગજીએ ૧૯ વર્ષ રાજ્ય કરેલ છે. ભાવનગરના રાજવંશના પૂર્વજોમાં રાવળ અટકની ઉપાધિ ધારણ કરી ગાદીએ બેસનાર તે પહેલા રાજા છે, એમ ગોહિલ વંશાવલિથી જણાય છે; સારંગજી દરબારે ભક્તરાજ ભારાજીને પોતાને મદદ કરવા માટે ત્રાપજ નીચે બાર ગામો ઇનામમાં આપેલાં હતાં. હાલ પણ તેમના વંશજો છે. આ ભક્તરાજ ભારાજી પાલીતાણા રાજ્યના નજીકના ભાયાત હતા.

નકલંકનાથ મહાદેવ ગુંદી અને કોળીયાક ગામની વચમાં સમુદ્રમાં છે, એટલે ભરતીના વખતમાં ત્યાં પાણી ફરી વળે છે, અને ઓટના વખતમાં મહાદેવ ખુલ્લા થાય છે. આ મહાદેવ પાસે "ભક્તરાજ ભોજા"એ મંડપમેળો કરેલ હતો. તે વખતનો તે મેળો કેવો થયો તેનું વર્ણન મીઠાએ કરેલ છે.

ભક્તરાજ ભોજાએ સંવત્ ૧૪૯૮ માં માઘ શુદી ૫ ને દિવસે મંડપમેળો કરી સર્વ ભક્તમંડળમાં પ્રથમ પૂજ્ય ભક્તશિરોમણિ અને મહા ગુજરાતના આદિ કવિરાજ શ્રી નૃસિંહ મહેતાનું પ્રથમ પૂજન કર્યું હતું. એ મંડપમેળામાં ઝાલા શ્રી વનવીરસિંહજી કુવા કંકાવટીના રાજા અને રાવળ શ્રીસારંગજી ઘોઘાના રાજા, જેને "પેરમના બાદશાહ" તરીકે ઓળખવામાં આવેલ છે, અને મીઠાના રાસામાં પણ તેમ જ છે, તેઓ હાજર હતા.

કચ્છના વનવાસી રાજકુમાર "ખેંગારજી પહેલા." તેમના બાપનું નામ હમીરજી હતું. ઝાલાશ્રી વનવીરસિંહજી ઇ. સ. ૧૪૪૧ થી ૧૪૬૦

સુધી ગાદીએ હતા. એટલે ઇ. સ. માં ૫૬ મેળવતાં સંવત્ થાય છે. તે હિસાબે સંવત્ ૧૪૯૭ માં ગાદીએ આવેલા સિદ્ધ થાય છે. **હવે કુંભારને ત્યાં મંડપમેળો થાય અને રાજાઓ હાજર થાય તે બાબતમાં ભક્તરાજ ભોજાની હકીકત જાણવાની જરૂર છે.**

**સારંગજી** ઠાકોરની અવસ્થા પાંચ વરસની હતી ત્યારે તેમના પિતા દેવલોક પામ્યા; અને યુવરાજ સારંગજીના કાકા રામાજીના હાથમાં રાજની લગામ આવી. ત્યાર બાદ બીજે વરસે અમદાવાદથી બાદશાહી ફોજ કાઠીઆવાડમાં મહેસુલ લેવા ફરવા લાગી. તે ફોજ ઘોઘા આવી અને દરબારશ્રી રામાજી ઉપર દબાણ ચલાવ્યું. તે જ વખતે દરબારશ્રીએ મહેસુલ બદલ બાનુમાં યુવરાજને આપ્યા અને એવું ઠરાવ્યું કે મહેસુલ ભરીને અમો યુવરાજને લઇ જશું.

બાદશાહી ફોજ યુવરાજશ્રીને અમદાવાદ લાવી. હવે દરબારશ્રી રામાજી નિષ્કંટક રાજ કરવા લાગ્યા. આ વખતમાં આ **ભોજો કુંભાર** એક વણજારાની માફક ઘણાં ગધેડાં રાખી, ઘોઘા બંદરનો વેપારી માલ અમદાવાદ પહોંચાડતો અને અમદાવાદનો માલ ઘોઘા લાવતો. તે ઘોઘાથી લગડાં ભરી અમદાવાદ ગયો. ઉનાળાના દિવસો હતા, તેથી પોતાનાં ગધેડાં વગેરે સાબરમતીમાં રાખી, વેપારીઓનો માલ પહોંચતો કરીને રાતવાસો રહેલા. તે રાતના બાદશાહી કીલ્લામાંથી યુવરાજશ્રી સારંગજી ફરવા નીકળેલા. કીલ્લાના ઝરૂખા અને ઉતરવાના રસ્તા નદી તરફ હતા. આ પોતાના રાજના યુવરાજની આવી સ્થિતિ જોઇને ભોજાના અંતરમાં ઘણું લાગી આવ્યું. પોતે સમયસૂચક હતો, તેથી જ્યારે યુવરાજશ્રી પાસેથી પહેરાવાળા પઠાણ દૂર ફરતા હતા તે વખતે યુવરાજને મળ્યો, અને જો છૂટવું હોય તો હું હમણાં જ પેરવી કરૂં, તેમ જણાવ્યું; કુમારશ્રીએ હા પાડી. ભોજો તેમને પોતાના પડાવમાં લાવ્યો અને રાતના અંધારાનો લાભ લઇને યુવરાજશ્રીને ગામડીઓ સાદો પોષાક પ્હેરાવ્યો અને લગડાંમાં બેસારી, ચાંપાનેર તરફ રવાના થયો. ચાંપાનેરનાં રાજમાતા તે આ યુવરાજશ્રીનાં સગાં ફઇ હતાં. તેમના દરબારમાં પહોંચતા કરવાના હતા. રસ્તામાં "પ્રતાપગિર" કરીને મહંતની અતીત બાવાની જમાત ચાંપાનેર જતી હતી. આ મહંત શ્રી ભોજાના જાણીતા હતા. તેમને યુવરાજની સોંપણી કરી, પોતે પાછો વળ્યો. આ મહંતે યુવરાજશ્રીને ચાંપાનેર જઇને તેમનાં ફઇને સોંપ્યા.

ચાંપાનેરના રાજા રાવળ અટકના કહેવાય છે. તેના દરબારમાં મોટા થયા, અને ત્યાં જ રાજશિક્ષણ મેળવી મોટી ઉમ્મરે ઘોઘા આવ્યા. ચાંપાનેરથી ફોજ સાથે હતી. પોતાના ભાયાતોને ભેગા કર્યા, તેમાં ગારીયા-

ધારના ફટાયા રાજકુમાર નોંઘણજી, સારંગજી ઠાકોરના પક્ષમાં જોડાયા. આયાતોનો સબળ પક્ષ સારંગજીના તરફનો જોઇને રામાજીએ લડાઇ નહીં કરતાં યુવરાજશ્રીને ગાદી સોંપી દીધી; રાવળ ચાંપાનેરના દરબારમાં ઉછરેલા તેથી સારંગજી રાવળ કહેવાયા અને ભોજાને કોળીયાક ગામેથી તેડાવી તેના હાથથી રાજતિલક કરાવ્યું. તેમ જ તેને ચૌદ સાંતીની જમીન ગરાસમાં આપી. જે જમીન ભોજાને આપી તે હજુ સુધી તેના વંશજો ભોગવે છે અને દરબારશ્રી સારંગજી પછી અત્યાર સુધીમાં જેટલા રાજા ભાવનગરની ગાદીએ આવે છે, તેમને રાજતિલક ભોજાના વંશજોના હાથથી થાય છે. એ પ્રથા અદ્યાપિ ચાલુ છે.

મહંત પ્રતાપગિરિને દરબારશ્રીએ ગોપનાથજીના મહંત ઠરાવ્યા. ભક્ત કવિ મહેતાજીએ તપશ્ચર્યા કરી ત્યારે ગોપનાથજી જંગલમાં હતા. પણ હરપાળ વાજાએ ગઢુલા ગામ ગરાસમાં ગોપનાથજીને આપી, જગ્યા બંધાવી, બ્રહ્મચારીને પૂજારી તરીકે રાખેલા અને નિર્માલ્ય ઉતારવા એટલે ગોપનાથજી પાસે ધરેલ વસ્તુ લેવા મહંતને રાખ્યા. ભક્ત કવિ મહેતાજીની વિષ્ણુભક્તિની પ્રવૃત્તિ જોસભર ચાલી અને તે જ વખતમાં દરબાર શ્રી સારંગજીએ "વિષ્ણુભક્તિચંદ્રોદય" નામનો સંસ્કૃત ભાષાનો ગ્રંથ લખાવ્યો; જે ગ્રંથ તે વખતે લખાયો, તે જ ગ્રંથ હજુ મોજુદ છે.*

ગારીયાધારના ફટાયા રાજકુમાર નોંઘણજી, જેઓ દરબાર શ્રી સારંગજીના પક્ષકાર હતા, તેમને સારંગજી દરબારે ત્રાપજ નીચે ૧૨ બાર ગામ આપ્યાં, જે હજી તેના વંશજોના કબજામાં છે. મહેતાજી પાસે પ્રથમ વૈષ્ણવી દીક્ષા લેનારામાં ભક્તરાજ ભારાજી એક હતા.

મહેતાજીને ગોપનાથજીએ રાસમંડળ બતાવ્યા બાદ મહેતાજી તળાજાના ડુંગરમાં એક પથ્થરની કોરેલી કોટડીમાં રહેતા. ત્યાં તેઓ જે આવે તેને ભક્તિમાર્ગનો ઉપદેશ કરતા. તે જ જગ્યા મહેતાજીની નિશાળને નામે ઓળખાય છે.

## નરસિંહ મહેતાના રાજવી શિષ્યો

ભક્તરાજ ભોજો જાતે કુંભાર હતો, છતાં ગરાસદાર હતો. રાવળ ઉપાધિ ધારણ કરનાર સારંગજી ઠાકોરને રાજતિલક કરનાર ભોજો હતો. ત્યારથી ઉત્તરોત્તર ભાવનગરનીગાદીએ બેસનાર રાજાને રાજ્યતિલક ભોજાના વંશજો કરે છે; ભોજાના મંડપમેળામાં મહેતાજીને પૂજ્ય દેવ તરીકે આમંત્રણ

* મૂળ ગ્રંથ વિ. સં. ૧૪૬૯ માં રચાયો હતો, અને સારંગજીએ તેની નકલ સં. ૧૪૯૬ માં કરાવી લીધી હતી. ન. ઈ. દેસાઈ.

હતું. તે વખતે તેજ મેળામાં ત્રાપજના "ભક્તરાજ ભારાજી," ઘોઘાના દરબાર સારંગજી અને કુવા કંકાવટીના ''વનવીરજી" ઝાલા, જેના વંશમાં હાલ ધ્રાંગધ્રા છે, તેઓ પધારેલા હતા. આ વખતે કચ્છના ખેંગારજી જેઓ વનવાસમાં ફરતા તેમણે મહેતાજીનો આશીર્વાદ મેળવી ફરી લડાઇ કરીને કચ્છની ગાદી પાછી મેળવી. તે ખેંગારજી પહેલા કહેવાય છે. આ મંડપમેળો વિક્રમ સંવત્ ૧૪૯૮ ના માઘ માસની શુકલ પાંચમે હતો એમ રાસાને અંતે કવિ કહે છે. ભક્ત કવિ મહેતાને ગોપનાથનાં દર્શન થયાં. મહાદેવ પ્રસન્ન થયા તે વિ. સં. ૧૪૯૫ ના ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે, એમ મીઠો જણાવે છે. વળી તેમાં શ્રાવણ માસમાં ભગવાનનાં દર્શન કરાવીશ, એવું મહેતાજીને ગોપનાથજીનું વચન મળ્યું, એમ જણાવેલ છે. ત્યાં સુધી ઝાંઝમેર ઠાકોર હરપાળ વાજાને ભાં રહેલા છે. આ રાસ ગોપનાથજી નજીક વનમાં થયાનું જણાય છે. (ગઢુલું ગોકુળ થયું, વન વૃન્દાવન જાણ) એ મંડપમેળામાં નાગરી નાતના આગેવાનોને પણ તેડાવેલા છે. કારણ કે આ બાબતમાં મીઠો જણાવે છે કે "તેડાવી નાગરી નાતને ત્યારે મહેતાજી થયા પરસન." મહેતાજીને ગોપનાથે રાસ કયારે દેખાડયો એ બાબતની કથની મહા કવિ પ્રેમાનંદથી જૂદી પડે છે. તોપણ મહેતાનાં પ્રત્યક્ષ દર્શન કરનાર સમકાલીન કવિ મીઠાનું પ્રમાણ બળવાન્ ગણવું જોઇએ.

મહેતાજીના ભકતોમાં "લાખોજીવાળો," ગેમલજી ગોહીલ અને બીજા પણ સાધુ કવિઓ થયા છે. લાખાજીવાળા કવિરાજ અને મહેતાજીના વખતમાં હતા, એ બગડેશ્વરના તેમના મંડપમેળાથી સ્વતઃ સિદ્ધ થાય છે. મહેતાજીના કાળનાં બીજાં પ્રમાણો "નકલંકના રાસ"માં આવશે.

---

## (૧)

## ગઢુલા ગોપેશ્વરનો મંડપમેળો

### (ભજન)

હાલો હાલો માનવીઓ મેળે, ગઢુલે[1] ગોપેસર,[2]
ભગત,[3] ભગવાન્,[4] મહાદેવ,[5] રાસ ખેલે ગઢુલે ગોપેસર. ટેક.
વાયક વાહાલો મોકલે, દ્વારકાંનો નાથ,
પટ્ટરાણી આઠે મળી, દેવ, ઋષિ ને સઘળો સાથ. ગઢુલે. ૧

---

૧ ગઢુલા-તળાજા પાસે સમુદ્રતીરે ગોપનાથ મહાદેવનું મંદિર છે. એ મંદિરથી એક માઇલ દૂર ગઢુલા નામનું ગામ છે. તે ગામ ઝાંઝમેરના વાજા ગરાસીઆઓએ મંદિરના ખર્ચ માટે અર્પણ કર્યું છે. હજુ પણ તે ગામ ગોપનાથ મંદિરના બ્રહ્મચારીના તાબામાં છે. ૨ ગોપેશ્વર-ગોપનાથ. ૩ નૃસિંહ મહેતો. ૪ શ્રીકૃષ્ણ. ૫ ગોપનાથ.

નારદ, હનવો,[૬] ગોરખો,[૭] ભીષમ,[૮] ફરસુરામ,[૯]
લખમણ[૧૦] જતિને લાવીયા, જોવા ગહુલું ગોકળ ધામ. ગહુલે. ૨
એભલવાળો[૧૧] આવીયો, વળી શેઠ સગાળ,[૧૨]

૬ હનુમાન્ ૭ ગોરક્ષનાથ. ૮ ભીષ્મપિતામહ. ૯ પરશુરામ. ૧૦ લક્ષ્મણજી આ સઘળા નૈષ્ઠિક બ્રહ્મચારી હોવાથી યતિઓ—યોગીઓ કહેવાય છે. લક્ષ્મણજી વિવાહિત હતા, છતાં વનવાસના ચૌદ વર્ષમાં શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કટ્ટર બ્રહ્મચર્ય વ્રત પાળવાથી, તેઓ પણ યતિ કહેવાય છે.

૧૧ કાઠિયાવાડ સર્વસંગ્રહ (પૃ. ૩૯૪–૫) ઉપરથી જૂનાગઢના ચૂડાસમા રાજા રા. કવાટના મામા ઉગાવાળાએ ઇ. સ. ૯૮૨ થી ૧૦૦૩ સુધીના કોઇ વર્ષમાં તળાજાનું રાજ્ય સ્થાપ્યું છે, એમ જણાય છે. એભલવાળો તેના વંશમાં થઇ ગયો છે. એભલવાળાના વખતમાં તળાજાથી વળા સુધીનો સઘળો પ્રદેશ તેના તાબામાં હતો. તેને માટે એવી કથા કહેવાય છે કે—વળાના સોરઠીયા વાણીયા અને કપોળ વાણીયાના ગોરો કંડોળીયાઓ તેઓને બહુ સતાવતા હતા. સવાશેર સોનાનું દાપું આપે તો જ તેઓની કન્યાઓને પરણાવવાની ક્રિયા કરાવતા હતા. તે કારણથી તેઓની અનેક કન્યાઓ મોટી ઉમ્મરની થયા છતાં અવિવાહિત રહી હતી. એભલવાળાને તે વાતની જાણ થતાં તેણે કંડોળીયાઓને વળામાંથી કાઢી મૂકયા, ને સઘળી કન્યાઓને તેના સંબંધીઓ સાથે તળાજે લઈ ગયો અને તે સઘળી કન્યાઓને એક સાથે પોતાને ખર્ચે પરણાવી. તળાજાની ટેકરીમાં એક મોટી ગુફા છે. તે આજ પણ એભલવાળાના મંડપથી ઓળખાય છે. તે મંડપમાં સો કન્યાઓને પરણાવી હતી. તે મોટો ભક્ત હતો.

બીજી કથા એવી છે કે—એક ગોરજીએ વરસાદને બાંધી લઈ હરણના સીંગડાની અંદર એક યંત્રપત્ર નાંખ્યું હતું. આખા દેશમાં ઉપરાઉપરી દુકાળો પડયા, પણ આ હરણ જ્યાં જાય, તેટલી જમીન લીલી રહેતી. એભલવાળો શિકાર કરતો કરતો દુબસર ગામ પાસે આવ્યો, ત્યાં આ હરણને જોયું. હરણ ચરતો હતો, ત્યાં લીલું ઘાસ જોઇને હરણને પકડ્યું. તેનું શિંગડું કાપતાં તેમાંથી તે યંત્રપત્ર નીકળી પડયું. અને વર્ષાદ મૂસળધાર તૂટી પડયો. એભલવાળો વર્ષાદમાં હેરાન થતો થતો ગોપનાથ પાસે સાંયડીના નેસ પાસે આવ્યો અને ઘોડા ઉપરથી ઉતરતાં બેભાન થઈ ગયો. તે નેસની એક ચારણ સ્ત્રી બાઈ મીનલ હતી. તેને તેની ઉપર દયા આવી. તેને વર્ષાદથી શરદી લાગી હતી, તેથી તેના શરીરમાં ગરમી લાવવાને માટે સૂર્યની સાક્ષીએ, તેને ભાઈ ગણીને ભેટી. તુરત એભલવાળો સચેત થયો. બાઇ ખસી ગઈ, અને સર્વ હકીકત કહી. એભલવાળાએ તેને કષ્ટ પડે ત્યારે મદદ માગવા આવવાનું કહી ત્યાંથી ચાલી નીકળ્યો. બાઇ મીનલના ધણીને આ વાતની ખબર પડતાં, તે પરપુરૂષને ભેટી, તેથી તેને બહુ સતાવતો હતો. બાઇ મીનલ સતી હતી, તેથી તેને કોઢ નીકળ્યો. એક ચારણ દેવીએ તેને કહ્યું કે કોઈ બત્રીશ લક્ષણા યુવાનનો તેની ઉપર બત્રીશો ચઢાવ, તો તેને આરામ થશે. બાઇ પોતાના ધણીને લઈ તળાજે આવી અને એભલવાળાને સર્વ વાત કહી. એભલવાળાનો પુત્ર અણો (અણોરાજ) બત્રીસ લક્ષણો હતો, તેની તેણે માગણી કરી.

કામળીઓ,[૧૩] બગડો મળ્યા, વીર વાજા આવ્યા હરપાળ.[૧૪] ગઢુલે. ૩
સુદામો,[૧૫] શિબિ[૧૬] અને સતવાદી હરચંદ,[૧૭]
તેડાવી નાગરી નાતને, ત્યારે મહેતા થયા પરસન.[૧૮] ગઢુલે ૪

---

પુત્રના જ આગ્રહથી છેવટે એભલવાળાએ પોતે તેનું ડોકું કાપી, તેનું લોહી બાઇના ધણી ઉપર ચઢાવ્યું, એટલે તુરત તેનો કોઢ મટી ગયો. બાઇ મીનલે તુરત સૂર્યની પ્રાર્થના કરી અને અણાના ધડ ઉપર માથું મૂક્યું. એટલે પોતાના સતીત્વના પ્રતાપથી તે સજીવન થયો.

૧૨ સગાળશા શેઠ—મહુવા પાસે સમુદ્રતીરે શિયાળ બેટ છે. તે મોટો ભક્ત હતો. શ્રીકૃષ્ણ ભગવાન્ તેની પરીક્ષા લેવા સાધુના વેષે આવ્યા ત્યારે પણ તેણે પોતાના પુત્ર ચેલૈયાનું શિર ખાંડણીયામાં ખાંડી આપ્યું હતું. તે કથા સુપ્રસિદ્ધ છે. હજુ પણ શિયાળ બેટમાં એક ખાંડણીયો છે, તે સગાળશા શેઠનો હતો એમ કહેવાય છે. સગાળશાહ અને ચેલૈયાનું કાવ્ય બૃહત્કાવ્યદોહનના ૬ઠ્ઠા ભાગમાં છાપ્યું છે.

૧૩ કામળીયો બગડો—આયર એટલે આહિરની એક જાતિ કાઠિયાવાડમાં પ્રસિદ્ધ છે. આયરોની એક શાખા કામળીઆના નામથી આજ પણ પ્રસિદ્ધ છે. મહુવા પ્રગણામાં તેઓનો વાસ છે. મહુવાથી સાત ગાઉ બગદાણા ગામ છે. તે ગામની સીમમાં એક ડુંગર ઉપર બગડેશ્વર મહાદેવનું મંદિર છે. તે મંદિર આ કામળીઆ બગડાએ બંધાવી, તેમાં મહાદેવની પ્રતિષ્ઠા પણ તેણે કરી હતી. બગડાના તપના પ્રભાવથી તે ડુંગરમાંથી ગંગાજી પ્રકટ થયાં છે, તેની પાસે બીજી બે નાની નદીઓ વહેતી હતી, તેમાં આ ત્રીજી નદી ભળવાથી, હાલ પણ ત્રિવેણીના નામથી પ્રસિદ્ધ છે. દર વર્ષે ત્યાં જન્માષ્ટમીનો મેળો ભરાય છે.

૧૪ વાજા હરપાળ—ગરાશીઆની એક શાખા વાજાની કહેવાય છે. હરપાળ વાજો મહેતાજીના વખતમાં મોટો ભક્ત થઇ ગયો. ગોપનાથથી ચાર માઇલ દૂર ઝાંઝમેર ગામ છે, તેનો તે તાલુકદાર હતો. કાઠિયાવાડ સર્વસંગ્રહ (પૃ. ૪૧૦) ઉપરથી જણાય છે કે—ઝાંઝમેરનો છેલ્લો વાજા તાલુકદાર કાન્યાજી કરીને કુતુબુદ્દીનના સરદાર સાથે લડતાં મરાયો હતો. તેનો ત્યાં પાળીઓ છે, તેના ઉપર સંવત ૧૫૧૩ ની સાલ કોતરેલી છે. તે ઉપરથી અનુમાન થાય છે કે તેનો બાપ હરપાળ સંવત ૧૪૯૫ માં ઝાંઝમેરમાં રાજ્ય કરતો હતો અને કાન્યાજી ત્યાર પછી ગાદીએ બેઠો હશે.

૧૫ શ્રીકૃષ્ણ ભગવાનનો પરમ ભકત. ૧૬ ઉશિનરના પુત્ર શિબિ રાજાએ બ્રાહ્મણને માટે પોતાનાં અંગો અને ઔરસ પુત્ર અર્પણ કર્યાં હતાં, તે કથા ભાગવત પુરાણોમાં સુપ્રસિદ્ધ છે.

૧૭ સત્યવાદી હરિશ્ચંદ્ર. ૧૮ ગોપનાથજીએ આટલા બધાને તેડાવ્યા, તે કરતાં જ્યારે તળાજામાંથી નાગર જ્ઞાતિને રાસ જોવા તેડાવી, ત્યારે મહેતાજી બહુ રાજી થયા. આ ઉપરથી જણાય છે કે મીઠા ભકતના સમયમાં તળાજામાં નાગર જ્ઞાતિનું બહુ જોર હશે, અને ભકતને આખી જ્ઞાતિ સાથે સારો સંબંધ હશે.

ગઢુલું ગોકળ થયું, વન વનરાવન[૧૯] જાણુ,
સોળ હજાર ગોપીઓ સંગે, વાહાલો રાસ રમે છે કાન. ગઢુલે ૫
તેમ તુમર[૨૦] નારદના, એમાં ગાલ વગાડે ગોપનાથ,
પાયદલ ઘુમે છે ઘુઘરા, ગાજે અંબર[૨૧] નાદ. ગઢુલે ૬
સરસતી[૨૨] વીણા વગાડે, ગરવા ગણપત[૨૩] તાલ,
સાતે સૂર[૨૪] પૂરાયા ત્યારે, મહેતાએ લીધી મશાલ.[૨૫] ગઢુલે ૭
સરિતા, સાગર થંભીયાં, અંતર એકાકાર,
સહુ કૃષ્ણના રૂપમાં, એમ સહુમાં કૃષ્ણ એકતાર. ગઢુલે ૮
મહેતાજી હરિરૂપ થયા, નરહરિ[૨૬] પાડયું નામ,
ગોપનાથ સંગે સદા હરિહરનું બની ગયું ધામ.[૨૭] ગઢુલે ૯
નરહરિને બ્રહ્મપણુ, હરને ધર્યું નિર્માલ,[૨૮]
મહેતાને વર આપીઓ, એવા ગોપેસર નાથ દયાળ.[૨૯] ગઢુલે ૧૦
ચૌદાગોતર પંચાણુવે,[૩૦] શ્રાવણ પખ અંધાર.[૩૧]
ચૌદશની મધરાતે વળી, એવો રાસ રમ્યા કિરતાર.[૩૨] ગઢુલે ૧૧

---

૧૯ વૃંદાવન. ૨૦ તુમર–સતાર, તુંબરૂં. ૨૧ આકાશમાં. ૨૨ સરસ્વતી. ૨૩ ગણેશ ગણપતિ. ૨૪ સાતે સ્વરો. ૨૫ શ્રાવણ વદ ૧૪ ની મધ્યરાત્રિએ ગોપનાથજીએ મહેતાજીને રાસલીલાનાં દર્શન કરાવ્યાં હતાં. તે રાત્રિએ અતિ અંધકાર હોય છે, અને તેજ કારણથી મહેતાજીને મશાલ લેવાની જરૂર પડી હતી, એમ આ ઉપરથી સ્પષ્ટ થાય છે.

૨૬ મહેતાજીનું નામ નૃસિંહ હતું. રાસલીલામાં હરિનો–ભગવાનનો સાક્ષાત્કાર થવાથી તે હરિરૂપ થઇ ગયા; અને તેઓનું ત્યારથી નરહરિ નામ પ્રસિદ્ધ થયું.

૨૭ ગોપનાથના મંદિરમાં એક ભાગમાં નૃસિંહજીનું મંદિર છે. મહેતાજી નરહરિ એટલે નૃસિંહ રૂપ થયા પછી મહાદેવજીની આજ્ઞા પ્રમાણે તેમની પાસે જ મહેતાજીની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી. આજે પણ તે જ સ્થળે નૃસિંહની મૂર્તિ છે.

૨૮–૨૯ મહેતાજીને ગોપનાથજીએ એવું વરદાન આપ્યું કે મારે થાળે જે ભેટ આવે, તે શિવનિર્માલ્ય રૂપ રહેશે. પરંતુ તને જે ભેટ આવે, તે પ્રસાદ રૂપે સૌને ખપશે. તે પ્રમાણે આજ પણ ગોપનાથજીને થાળે જે ભેટ આવે, તે લેવાને એક અતીતને રાખવામાં આવેલ છે. નૃસિંહજી( મહેતાના સ્વરૂપ)ને જે ભેટ મળે છે તે ગોપનાથજીનો બ્રહ્મચારી લઈ બ્રાહ્મણ યાત્રાળુઓનો સત્કાર કરવામાં વાપરે છે.

૩૦ ચૌદ+અગોત્તર=સંવત્ ૧૪૦૦ ની સાલ પછી ૯૫ ની સાલમાં.

૩૧ શ્રાવણ વદી ૧૪ ની મધ્ય રાત્રિએ. ૩૨ કિરતાર–શ્રીકૃષ્ણભગવાન્ શ્રાવણ વદ ૧૪ ની રાત્રિએ રાસ રમાયો, તેથી તેને વળતે જ દિવસે એટલે શ્રાવણ વદ અમાવાસ્યાએ ત્યાં તે સમયથી અદ્યાપિ પર્યંત કાયમ મેળો ભરાય છે.

ચૈત્રીના ચૂકયા પછી, ભાદરવીએ થયા ભેળા,
ભગતવશ ભગવાન્ તે, વાહાલે મહેતાની વાળી વેળા.[૩૩] ગહુલે ૧૨
કાલાં ઘેલાં વેણુમાં, મીઠો બોલે વાણ,
ગાય, શીખે, સાંભળે, તે નશાં[૩૪] પામે નિર્વાણ. ગહુલે ૧૩

(૨)

## બગડેશ્વરમાં લાખાવાળાનો મંડપમેળો

[ મીઠો ભક્ત તળાજા ગોપનાથ વચ્ચે આવેલ ઉચડીનો ચારણ હતો. તેનું એક ભજન નરસિંહ મહેતાને રાસદર્શન થયું, તે વખતનું છે. રાસદર્શનની મિતિ તેણે સં. ૧૪૯૫ શ્રાવણ વદ ૧૪ ની લખી છે.

આ ભજન બગદાણા ગામ પાસે બગડેશ્વર મહાદેવના સ્થાનમાં મહેતાની હયાતીમાં ભક્તોનો મંડપ ભરાયો હતો તે વખતનું છે. તેની મિતિ સં. ૧૪૯૭ ચૈત્ર સુદ ૧૫ ની છે. મંડપમાં જેમલ ભક્તને મહેતાજીનાં દર્શન થાય છે, તેથી તેનો કોઢ મટી જાય છે. ]

જેમલ[૧] જૂનાણાં[૨] શેહેરનો ને બાપુ, બીરદ રાખે બારોટ ભાઈ,
રા'ની[૩] રખાવટ સે ધણી ને બાપુ, માને મંડલિક[૩] ભૂપ ભાઇ. ૧
ભજન કરે ભવનાથનું ને[૪] બાપુ, વળી વાઘેશરી[૫] માત ભાઇ,
દર્શન કરે દત્ત[૬] દેવનાં ને બાપુ, અંબા આરાધન[૭] થાય ભાઇ. ૨
ઉંચો ગઢ ગીરનારનો ને બાપુ, લીલાં ભરત[૮] કેરાં વન ભાઇ,
કામદુર્ગા ગુરૂદત્તનાં ને બાપુ, દરોણ પુતર[૯] સારે ગાય ભાઇ. ૩
દર્શન કરી ગુરૂ દેવનાં ને બાપુ, જેમલ જુનાણા ભણી જાય ભાઇ,
મારગ માતાજીએ રોકીઆ ને બાપુ, કામધેનુ એ કેવાય ભાઇ. ૪

---

૩૩ ગોપનાથજી મહેતાજીને ચૈત્ર સુદી ૭ મે પ્રસન્ન થયા હતા, અને તેઓને રાસલીલાનાં દર્શન કરાવવાનું વરદાન આપ્યું હતું. આ ઉપરથી જણાય છે કે ત્યાર પછી છેક શ્રાવણ વદ ૧૪ આવી ત્યારે તે જ સ્થળે ગોપનાથજીએ તેઓને રાસલીલા બતાવી હતી. ૩૪ નિશ્ચય.

---

૧ જેમલ બારોટ–જૂનાગઢનો રહેવાશી મહેતાજીનો સમકાલીન–મંડલિક રાજાનો બારોટ. ૨ જુનાણા–જૂનાગઢ. ૩ રાજા મંડલિક–મંડલિક રાહ જૂનાગઢનો રાજા.

૪ ભવનાથ મહાદેવ ગિરનારની તળેટીમાં છે. ૫ વાઘેશ્વરી માતાનું મંદિર ગિરનાર રોડ ઉપર જુનાગઢની નજીક. (આ માતાના પરચા વિશે નડીયાદના સરકારી વકીલ મોતીલાલ રવિશંકર ઘોડાના પૂર્વજ નાથભવાનનું વૃત્તાંત વાંચો.) ૬ ગુરૂ દત્તાત્રેયની ટુંક ગિરનાર ઉપર છે. ૭ અંબાજીનું મંદિર અંબામાતાની ટુંક ઉપર છે. ૮ ગિરનાર ઉપરનું ભરતવન. ૯ દ્રોણપુતર–અશ્વત્થામા. હજુ પણ જેઓ ગિરનારની ગુફામાં રહે છે, એમ મનાય છે.

ધક્કા ધેનુને એણે મારીઆ ને બાપુ, ગરભવંતી એ ગામ ભાઇ,
સરાપ દુરગાએ દીધલો ને બાપુ, ગળત કોઢે ગળે કાય ભાઇ. ૫
કાયા રે બગડી એની કારમી ને બાપુ, દરોણપુતર બોલ્યા વાણ ભાઇ,
જાઓ ઉગમણા દેશમાં ને બાપુ, કરજો તરવેણી સનાન ભાઇ. ૬
સેવા શંકરની કરો ને બાપુ, ભેટશે ભગત ભગવાન[10] ભાઇ,
જેમલ બારોટ સાલી નીકળ્યા ને બાપુ, આવ્યા બગડાણે ગામ ભાઇ. ૭
બગડેસરનાં[11] બેસણાં ને બાપુ, બગડ[11] ગંગાનાં બોળાં નીર ભાઈ,
સનાન તરવેણી નિત કરે ને બાપુ, સેવા શિવજીની થાય ભાઇ. ૮
બેસતે આસોએ આવીયા ને બાપુ, ફાગણ ફુલ્યાં ફુલ ભાઇ,
દેહી દરદ મટતાં નથી ને બાપુ, પામે અતીશે દુઃખ ભાઇ. ૯
કમળ પૂજા કરવા ધાર્યું ને બાપુ, શિવને સડાવા શીષ ભાઇ,
ખડગ ઉઘાડાં લીધાં હાથમાં ને બાપુ, માદેવ મુખે બોલ્યા વાણ ભાઇ. ૧૦
મંડપમેળો મેતાજીનો થાશે ને બાપુ, માધવ પધારશે માંહે ભાઇ,
સરણપરસ મેતાનાં કરો ને બાપુ, દરશન દેવનાં થાય ભાઇ. ૧૧
કુંદન જેવી કાયા થાશે તમારી ને બાપુ, ધીર ધરો હરદા માંયે ભાઇ,
લાખે વાળે[12] મંડપ રોપીઓ ને બાપુ, વાયક મેલ્યાં સહુ દેશ ભાઇ. ૧૨
ગેમલ[13] ઘોયલ આવીઆ ને બાપુ, સંત આવ્યા[14] સેવાદાસ ભાઇ,
વાસડો વીર[15] ડુંડાશના ને બાપુ, મેસુર[16] ભગત આવ્યા સાથ ભાઇ. ૧૩
નેસથી આઇ માંતરી[17] આવ્યાં બાપુ, વીજાણંદ જેવા આવ્યા વીર ભાઇ,
અનેક ભગતોની ભીડમાં ને બાપુ, મેતાજી આવ્યા મંડપ માંહે ભાઇ. ૧૪

---

૧૦ ભગત—નરસિંહ મહેતો. ભગવાન—શ્રીકૃષ્ણ. ૧૧ તરવેણી—બગદાણે—બગડેસર—બગડ ગંગા મહુવા એ તળાજા વચ્ચે બગદાણા ગામ છે. ગામની નજીક એક ડુંગર છે. તેની ઉપર બગડેસર મહાદેવનું મંદિર છે. તેની પાસે બગડ નદી વહે છે. એક બીજી નદી પણ ત્યાં જ એકઠી થાય છે. બગડા ભકતે તપશ્ચર્યા કરી તે ડુંગરમાંથી એક વહન ઉત્પન્ન કર્યું., તેને બગડ ગંગા કહે છે. ત્રણે નદીઓનો ત્યાં સંગમ થાય છે. તે ઉપરથી તેને ત્રિવેણી કહે છે. સ્થળ બહુ રમણીય છે.

૧૨ લાખોવાળો—લીલવણ ગામ જે ત્યાં નજીક છે, તેનો ભકત. કાવ્યદોહનમાં તેનાં પદો છે. તેણે સં. ૧૪૯૭ માં ત્યાં મંડપ રચ્યો હતો. ૧૩ ગેમલ ઘોયળ—ગેમલગોહેળ—ઘોઘા પાસે કુકડ ગામનો ઠાકરડો. ૧૪ સંત સેવાદાસ—મીઠી વીરડી પણ ત્યાં નજીક છે, તે ગામના ભકત. ૧૫ વાસડોવીર-મહુવા પાસે ડુંડાસ ગામના ભકત. વાલસુરો વીર-ડુંડાસમાં તેમ જ મહુવામાં તેની જગ્યા છે. ૧૬ મેસુર ભકત—ખાચરોનો કુળદેવ. મહુવા પાસે વાળા ગામમાં તેની જગ્યા છે. ૧૭ આંઇમાંતરી—બગદાણાથી બે માઈલ આંઇમાતરીનો નેસ છે. આંઇમાતરીનું ત્યાં સ્થાનક છે.

ગરબો ગોપેસર આવીઓ ને બાપુ, હારે આવ્યાસે ખેતર પાળ[૧૮] ભાઇ,
ભગતોનો સંઘ ભેગો મળ્યો ને બાપુ, મેતે લીધી કરતાલ ભાઇ. ૧૫

કેદારો કંઠે આલાપીઓ ને બાપુ, આવ્યા દુવારકાનો નાથ ભાઇ,
આઠ પટરાણી આપતાં ને બાપુ, રાધાજી રમવા આવ્યાં રાસ ભાઇ. ૧૬

કાને કુંડલ એને શોભતાં ને બાપુ, કંઠે એકાવળી હાર ભાઇ,
બાંયે બાજુબંધ બેરખા ને બાપુ, દશે આંગળીએ વેઢ ભાઇ. ૧૭

માથે મેવાડાં મોળીઆં ને બાપુ, ખંભે ખાંતીલા ખેસ ભાઇ,
પગે રાઠોડી મોજડી ને બાપુ, સાલે સટકતી સાલ ભાઇ. ૧૮

ઘુઘરીઆળા એના ગોફણા ને બાપુ, સોળશેં ગોપીનો સંઘ ભાઇ,
એક હાથે હેમ ડાંડીઆ ને બાપુ, બીજામાં હીરલાની દોર ભાઇ. ૧૯

આકાશે આભામંડળ પુરીઓ ને બાપુ, દેવનાં દુંદભી થાય ભાઇ,
વેમાને બેસી વેરે ફુલડાં ને બાપુ, ઇંદર કરે જેજેકાર ભાઇ. ૨૦

ભગતોએ ભાળ્યા ભગવાન ને બાપુ, પતીતપાવન સાચ ભાઇ,
જેમલ જુગતે આવીઆ ને બાપુ, લાગ્યા મેહેતાજીને પાય ભાઇ. ૨૧

સરણરજ માથે ધરી ને બાપુ, કુંદન જેવી કાયા થાય ભાઇ,
ભગતોના ભેરૂ ભગવાન સે બાપુ, સાંદો સૂરજ પૂરે સાખ ભાઇ. ૨૨

સૌદાગોતર સતાણુવે[૧૯] ને બાપુ, સૈતર પૂરો સાંદ[૨૦] ભાઈ,
દરશન રાતે કર્યાં રાસનાં બાપુ, મીઠો બોલે મીઠી વાણ ભાઇ. ૨૩

ગાય શીખે વળી સાંભળે તો બાપુ, ભેરૂ થાશે ભગવાન ભાઇ,
અંતર ખોલી દેખશે તો બાપુ, નશાં પામે નિરવાણ ભાઇ. ૨૪

---

(૩)

## મંગળપુર (માંગરોળ) ગામે મીઠા કવિને નરસિંહ મહેતાનાં પ્રત્યક્ષ દર્શન

(સંવત્ ૧૫૪૨ ફાગણ સુદી ૨ ને દિવસે)

(મેલો બાળા કાન! અમારાં ચીર, હું તારી બેનડી ને તું મારો વીર—એ રાગમાં ગવાય છે.)

જૂનાણે[૧] જાત્રા કરવા જાય, ભવનાંથે[૨] ત્યાં મેળો ભરાય,
ગહુલેથી[૩] નીકળ્યા ગોવાળ, ભગતોની લેવાને ભાળ. ૧

---

૧૮ ખેતરપાળ—મઠીયો ક્ષેત્રપાલ. ગોપનાથના મંદિરમાં તેની જગ્યા છે. ને જગ્યાએ હજુ પણ મોહેલો પોતાના બાળકોના ત્યાં વાળ વડા કરાવે છે.

૧૯ (સૌદા) ચૌદાગોતર સતાણુવે—ચૌદ અગોતર=સં. ૧૪૦૦ અને ઉપર સતાણુવે—સતાણું=૧૪૯૭. ૨૦ ચૈતર પૂરો સાંદ=ચૈત્ર સુદ ૧૫.

ટિપ્પણ

૧. જૂનાગઢ. ૨ ભવનાથ મહાદેવ ગિરનારની તળાટીમાં. ૩ ગોપનાથજીના

શેકાય ઉંચડી[4] પેલી રાત, મળવાને દોરાળાં[5] માત,
દેવી દોરાળાંનાં[5] દરશન, પાયે પડયા પ્રેમે પરસન. ૨
મોઘેરાં મીઠડાં[6] માતાજી લે, અંતરની એ આશીષ દે,
**મીઠો** એવડે[7] આવી મળ્યો, ભગતોની ભેગો તે ભળ્યો. ૩
પડયો **મીઠો** માતાને પગે, વાલાં માતાજી કરજો વગે,[8]
હાલી હરખની માને હેળ[9], વાયક[10] બોલ્યાં વળતી વેળ.[11] ૪
નરવ્યા[12] નાગબાઇ[13] રાખે નેટ,[14] ભાવે ભવેશરની થાય ભેટ,
**મેહુતાને મળજો મંગળપુર**, દુઃખ દાળીદર થાશે દૂર. ૫
પ્રેમનાં વેણુ લઇ પંથે પડયા, જુનાણુંના મારગ જડયા,
દામો[15] નાહ્યા ને પૂજ્યા દેવ, સંતોની કાંઇ કીધી સેવ. ૬
ભેટયા ભવેશર ભેગાં[16] ભાઇ, આરાધ્યા ગુરૂને[17] અંબા આઇ,
ગઢ ઉંચો ગરવો ગિરનાર, દરશનથી મુક્તિ દેનાર. ૭
મારગે પડીયા મંગળપુર, શિવરાત[18] વળતે ઉગ્યે સૂર,
મેતાજીને આવી મળ્યા, પૂરવનાં પાપનાં પોટલાં પળ્યાં. ૮

(મહેતાજીની વૃદ્ધાવસ્થાનું ચિત્ર અને પવિત્ર જીવન)

**તુલસીમાળ ને કરતાલ, ગળીયેલ[19] દેહુ ને ગળીયેલ ગાલ,**
**સુકલકડી[20] શિખા ધોળી શિર, વાંસ ધરમની ધજાનો વીર. ૯**

---

ખર્ચ માટે "હરપાળ વાળા" નામના ઠાકોરે આપેલ ગામ ગઢુલા. ૪. ઉંચડી=આ ગામ તળાજાથી છ માઈલ દૂર, ગોપનાથજીની નજીકમાં અને મીઠા કવિની જન્મભૂમિ. ૫ દોરાળાં=આ ચારણ જાતમાં કુંટુંબની અટક કહેવાય છે. તેમની એટલે દોરાળા ચારણની "પુત્રી" દેવિ તરીકે "બહુવચન માનાર્થે" દોરાળાં કહેવાય છે. ૬ મીઠડાં=ઓવારણાં. ૭ એવડે=એટલે, એવામાં, તે જ વખતે. ૮ વગે=ઠેકાણે, સ્થિરતાવાળા સ્થાનમાં. ૯ હેળ=ફણરો, ભલું કરવાની અનિવાર્ય ઇચ્છા. ખેતરમાં વાવણી થયા પછી રોપા ઉગે છે, ત્યારબાદ તેમાંથી બીજાં ઘાસ વગેરે અડચણ કરતાં હોય તે કાઢી નાંખવા તેમાં સાંતી ફેરવાય છે. તેને પણ હેળ કહેવાય છે. ૧૦ વાયક=વેણ. ૧૧ વેળ=વેળા, વખત.

૧૨ નરવ્યા=તંદુરસ્ત ૧૩ નાગબાઈ, ચારણદેવી, જેના શ્રાપથી માંડલિક રાજાનો નાશ થયો. ૧૪ નેટ=નક્કી ૧૫ દામો=દામોદર કુંડ. ૧૬ ભેગાભાઈ=ગોવાળ સાથે મીઠો પોતે. ૧૭ ગુરુ દત્તાત્રેય અને અંબાજી માતા. ૧૮ શિવરાત્રિનો દિવસ ગયા પછી વળતે દિવસે સૂર્યોદયમાં ભવનાથનો મેળો શિવરાત્રિનો ભરાય છે. ૧૯ ગળાયેલ=ગળી ગયેલ. (નરસિંહ મહેતાજીની આ સમયે ઉમ્મર ૭૦-૭૫ ની આસપાસ ધારી શકાય છે. અને મહમદ બેગડાએ સં. ૧૫૨૮ માં જૂનાગઢ જિત્યા પછી તેઓ કાકા પર્વતદાસના ઇષ્ટ દેવ રણછોડરાયની સેવામાં માંગરોળ પધાર્યા હોય, તો નવાઈ નથી. તે વખતે પર્વતદાસ મહેતાના વંશજો ત્યાં હતા. ન. ઇ. દેશાઈ.) ૨૦ સુકી લાકડી જેવું શરીર અને

સંતોષનો[૨૧] સાગર એ સોય, કરૂણાનો પરવાહ[૨૨] કે કોય,
સેતૂ[૨૩] એ આ સાગરસંસાર, અખિલ જગતનો એ આધાર. ૧૦
પાપી[૨૪] ધરેની એ પછમ દશ, વિઠ્ઠલ વરને કીધો વશ,
ભભકતા તપનો એ ભંડાર, શીલનો મોટો તે શણગાર. ૧૧
મોટું એ શાંતિ ઝાડનું[૨૫] મૂળ, ફુલેલ ભક્તિનું એ ફુલ,
જરા[૨૬] પોગી તોય જબ્બર જોર, નાચવામાં એ નંદકિશોર. ૧૨
ભાણુ[૨૭] અંધારા મોહનો ભણું, ગંભીરતાનો સાગર ગણું,
ભીષમના જેવો ભડવીર, ધ્રુના જેવો ધારણ ધીર. ૧૩
સરગ સિધાવ્યાં સુતા ને સુત, એનોએ શોક નહિ એ અદ્‌ભુત,
મેતી પોગ્યાં શરણે મહારાજ, કેવાં મેતાનાં કીધાં કાજ. ૧૪
આવતાં દીધો આદર એમ, "કહો સંતો તમે આવ્યા કેમ ?"
ગોવાળ—"મેતાનાં દરશન કરવા મન, પામીને આજે બહુ પરસન." ૧૫
મહેતા—"દરશન કરો દામોદર દેવ, સંતોની સુખે કરવા સેવ,"
કર્યો કેદારો લઈ કરતાલ, "દર્શન દેવા આવો દયાળ. ૧૬
વાલા તમારાં જોવે વાટ, હેતે માંડ્યું મેં હરિનું હાટ,
ગઢુલેથી આવ્યા ગોવાળ, નિરખવા નાગર નંદલાલ." ૧૭
ગોવાળ કરતા ગોવિંદ ધૂન, મીઠો જોવે ધારી મૌન,
વાંસળી વાગી ને વ્રજનો નાથ, સોળસેં ગોપી લાવ્યા સાથ. ૧૮
થનનન થૈ થૈ થૈ થૈ થાય, ગનનન ગોવિન્દ ગાણું ગાય,
ધનનન ઘુઘરીનો ધમકાર, ઝણુણુણ ઝાંઝરનો ઝણકાર. ૧૯
ફરરર ફેરા ફુદડી ફરે, કૈલાસસ્વામિ જય જય કરે,
વિઠલાને જોવા વેમાન, ભમે આકાશે ભૂલે ભાન. ૨૦
જ્યાં જોઉં ત્યાં જાદવો ભૂપ, રમે તે ધારી અનેરાં રૂપ,
અમે તે કાનજી ને કાનજી અમે, ગતિ એવી ગોવિંદને ગમે. ૨૧

---

માથે ધોળી શિખા હોવાથી શિખા ધ્વજ રૂપ અને શરીર વાંસ રૂપ બની ધર્મનો ધ્વજ થાય છે. ૨૧ શોભાયમાન સંતોષનો સાગર. ૨૨ કરૂણાનો પ્રવાહ ૨૩ સંસારસાગર તરવાનો સેતુ. ૨૪ પાપી ગ્રહોની પશ્ચિમ દિશા અર્થાત્ પાપગ્રહોને આથમી જવાનું સ્થાન. ૨૫ શાન્તિ વૃક્ષનું મૂળ. ૨૬ જરા પોગી=વૃદ્ધાવસ્થા થઇ છે, છતાં જોરાવર. ૨૭ મોહ રૂપ અંધકારનો સૂર્ય (ભાણુ).

ભ્રમણામાં કોણુ મિથ્યા ભમે, રમતા રામે સહુ કોઇ રમે,
ગિરગિરધા[28] ગિરગિર ગર્જ્યો ગુમાન, ગાગડધા બ્રહ્મરસ ગટગટ પાન. ૨૨
તનનન[29] તોમ તોમ તનના તાર, રણુણુણુ[30] રોમેરોમ રણુકાર,
ગોવાળને અંતર ગોપાળ, મીઠાના મનમાં મોહનલાલ. ૨૩
પનરાગોતર બેતાળે પ્રમાણુ મહિને ફાગણુ બેઠો માન,[31]
અજવાળી બીજનો ઉગ્યો ચંદ, રાતે રમ્યા રાસ રાધે ગોવિંદ. ૨૪
મીઠાની ઉઘડી મીઠી વાણુ, પેલું પદ બાંધ્યું પરમાણુ,
લઘુ ગુરૂ જાણું નહિં લેશ, કેમ ધારૂં કવિયાંનો વેશ. ૨૫
દયાળુ મેતા મોટા દેવ, સમજી મનમાં કરતો સેવ,
માતમ ભગતનું મોટું મનાય સાંભળનારા સ્વરગે જાય. ૨૬

---

(૪)

(મહેતાજીના ભક્ત ગેમલજી ગોહિલનું પદ)

## સખીરૂપ નરસિંહ મહેતો

(વનમાં વગાડે રે વાલો મારો વાંસળી. એ રાગમાં)

સંતોની સભામાં રે મહેતાજી બોલીયા, "હું તો થયો નર ટળી નારી રૂપ,*
સેજને સમારી રે વાલાની જોઉં વાટડી, ધણી ધાર્યો ચૌદ ભુવનનો ભૂપ.
સંતોની૦

---

૨૮ મૃદંગના તાલ. ૨૯–૩૦ સારંગીના સૂરનાં આંદોલનો. ૩૧ (આ ઉપરથી સમજાય છે કે નરસિંહ મહેતા સં. ૧૫૪૨ માં જીવતા હતા; જે વખતે કાશીમાં શ્રીવલ્લભાચાર્યની ઉમ્મર સાત વરસની, અને શ્રી ચૈતન્ય પ્રભુનો જન્મ બંગાળમાં થયો હતો. આ સંબંધમાં માંગરોળવાળા શાસ્ત્રી કેશવરામ તા૦ ૧૨–૧૧–૧૯૩૧ માં એક પત્રમાં આ પ્રમાણે લખે છેઃ–

"શા. અધિકાજીએ આ વખતે એક અણુઉકેલ જેવો ભાસતો કોયડો ઊકેલી દીધો છે. માંગરોળમાં નરસિંહ મહેતાનું આગમન એ જ જ્યાં શંકાનો વિષય હતો, ત્યાં આ મીઠા કવિના કાવ્યે આગમન થયેલું એટલું જ નહિ પણ છેલ્લાં વર્ષો નરસિંહ મહેતાએ માંગરોળમાં ગાળ્યાં હોય, તેવી વસ્તુ બતાવી હોય તેમ લાગે છે." ન. ઈ. દેસાઈ)

---

* જૂઓ નરસિંહ મહેતાકૃત કાવ્યસંગ્રહ.
(૧) "કમળ કરે લખી, જોઇ નરસે સખી, પત્રિકા લઇ હવે કુણુ જાએ"
(સુરતસંગ્રામ–પદ ૧૧ મું. છેલ્લી લીટી)
(૨) "નરસૈયાનું પુરૂષપણું રે જાણ્યું ગયું તેણી વેળા રે."
(રાસ સહસ્રપદી, પદ ૬૯) ન. ઇ. દેસાઈ.

મોગરાની માળા રે મન ગમતી લાવશું, માલતીના મન મોહન ઓછાડ,
ગુલાબનાં તો કરીએ રે ગાલમસુરીયાં, પધારો પ્રભુજી માનું પાડ.
સંતોની૦

વેણી મેં તો ગુંથી રે મોતી ઠાસ્યાં વાળમાં, સેંથામાં સોહાગી હીંગુળ લાલ,
નેણુલડાંની મધ્યે રે કીધી મેં તો ટીલડી, રંગ્યા એવા ગૌર ગુલાબી ગાલ.
સંતોની૦

નથડી મેં નાંખી રે માણેકવાળી નાકમાં, કીધા મેં તો દાડમ કળી સમ દાંત,
સોળને સજીને રે જોવા લાગી વાટડી, નાવ્યા પ્રભુ કેમ થાયે મન શાંત?
સંતોની૦

માજમ રાત વીતી રે તોયે નાવ્યો નાવલો, વિરહની વેદના સહી ન જાય,
માનીતી રાધાજી રે મોલે ત્યાં પધારીયા, આવ્યા પછી ઉગમતે પરભાત.
સંતોની૦

રમ્યા રંગ બીજે રે અમને અળગાં કરી, જાઓ હવે જ્યાં રમ્યા રંગે રાત,
વાલોજી મનાવે રે ટાળવાને રૂસણું, પટાવે ને પાયે પડે પછી નાથ.
સંતોની૦

જ્યારે હવે કહેશો રે ત્યારે અમે આવશું, તમ જેવાં માનેતાં નહીં કોય,
કોલ એવો દીધો રે નટવર નાનડે, વેણુ એવાં વહાલાં વિના નવ હોય.
સંતોની૦

ગુરૂને પ્રતાપે રે ગેમલજી* બોલીયા, "લાગ્યું મારૂં મહેતાજીમાં મન,
હું મેતાની દાસી રે સખી સાથે સ્નેહશું, ગાળું હવે ગોકુળમાં જઇ દીન."
સંતોની૦

---

(૫)

સાંહીડીના નેસમાં સેવાદાસના આશ્રમે

## મહેતાએ આપેલો જ્ઞાનોપદેશ

(નાથ તમે નિર્ધનીયાંનું નાણું—એ રાગમાં)

સેવાદાસ—"સુણો સંતો મધુરી મેહેતાજીની વાણી,
જેને સહાય છે સારંગપાણી." સુણો૦

---

* આ ગેમલજી ગોહિલ—ઘોઘા તાબે—કુકડ ગામના રહીશ હતા. તેઓ સંવત ૧૫૦૦ ઉપર થયા છે. લાખાવાળાએ બગડેસરમાં સં. ૧૪૯૭ માં મંડપમેળો ભર્યો ત્યારે એ હાજર હતા. જૂઓ 13 મી કડી. તેની વંશાવલિ કુકડ જઇને તેમના વંશજો પાસેથી મેળવી શકાય તેમ છે. આ ભક્ત કવિ ઠાકોરનાં ઘણાં કાવ્યો મહેતાજી બાબતનાં વાઙ્મયમાં પ્રચલિત છે.

સાંહીડીના નેસમાં સંતો મળ્યા, સેવાદાસની ઝુંપડી સારી,
પીપળ છાયામાં ગોમય લીંપણુ, ભકતોની ભીડ થઇ ભારી. સુણો૦
ગોપેશ્વરથી મેહેતા પધાર્યા ને સાથે દામોદર દેવ,
મેહેતાની વાણી સાંભળવાને મળીયા ને સંતોની કરવા સેવ. સુણો૦
મહાદેવે આસન આપ્યું મેહેતાને, "સંભળાવો અનુભવી વાણી,
જેવું જોયું જાણ્યું તેવું જ બોલો, ઇચ્છા એ સારંગપાણી." સુણો૦

મેતા—

મેહેતાજી બોલ્યાઃ "પરમ પ્રેમ એ—આસ્પદે આત્મ સદાય,
નામ રૂપ યાવત્ વસ્તુમાં, પ્રિયતા પુરણુ થાય. સુણો૦ ૧
અપ્રિયત્વ ઉપસ્થિત થાયે, ત્યાં સ્વારથનો દોષ,
આત્મતત્ત્વ અપ્રિય નથી, નથી રોષ, કેવળ નિર્દોષ. સુણો૦ ૨
નિજ—બોધરૂપ સત્વ આત્માનું થાય ન તેનું ભાન,
એ વદતોવ્યાઘાત ગણાયે, પોતે વંધ્યાપુત્ર સમાન. સુણો૦ ૩
બોધ અબોધ પ્રબોધ એ, સર્વે વૃત્તિ તણા જ વિકાર,
જે વડે વૃત્તિ તે જ હું પોતે, હું આત્મા—અવિકાર. સુણો૦ ૪
પોપટ પોપટને બોલાવે ખરો, પણ પોતે પોપટ નહીં જ્ઞાન,
નિજ બોધક રૂપ પોતે છતાં, પણ પોતે પોતાનું ન ભાન. સુણો૦ ૫
સામાન્ય જ્ઞાન તો સર્વને સરખું, તેથી અજ્ઞાન ન જાયે,
સામાન્ય અગ્નિ કાષ્ઠમાં છે, પણ રસોઇ તેથી ન થાયે. સુણો૦ ૬
ઓળખે નિજ અંતર અવિનાશી, વિશેષ જ્ઞાન એ સંત,
અજ્ઞાન ટીટે દેવદર્શનથી, તે જ ખરા ભાગ્યવંત." સુણો૦ ૭

સેવાદાસ—"વાણી ઉઘડતાં પહેલો ઉપદેશ, આપ્યો મેહેતાજીએ જાણ,
પ્રેમેથી સાંભળતાં પામે નિશ્ચય પદ નિર્વાણ." સુણો૦
સેવાદાસ કહે, "સાંભળો સંતો, અંતર ધરજો ધ્યાન,
મેહેતા'ને મોરાર જોવા, અંતરમાં એ જ ખરેખરૂં જ્ઞાન." સુણો૦

---

નોંધઃ સાંહીડી એક ચારણબાઇ. નેસ—નાનું ગામ.

સંત સેવાદાસ પણ સં. ૧૫૦૦ માં જીવતા હતા. સં. ૧૪૯૭ માં લાખાવાળાએ મંડપમેળો ભર્યો ત્યારે તેઓ હાજર હતા. જૂઓ કડી ૧૩ મી.

આ સાંહીડીનો નેસ, ઉંચડી અને ગઢુલા ગામ વચ્ચે હતો. તે જગ્યા ઉપર હાલ "મહાદેવપરૂ" નામે નાનું ગામ છે. આ સેવાદાસને

(૬)

## શ્રીકૃષ્ણે સુદામાજીને બતાવેલી અકળ લીલા

[ કાઠીયાવાડમાં જૂનાગઢ સંસ્થાનના ગીર જંગલમાં આવેલા તુલસીશ્યામ નામે તીર્થમાં ચારણ કવિ મીઠાએ સંવત ૧૫૭૨ના શ્રાવણ વદ આઠમની રાત્રિએ ગાયેલ હાલરડું:– ]

હાલરડાના રાગમાં

સુદામાજીનાં સ્રી:–

દુખડાં દળદર તે કાપીયાં, પૂર્યા મનડાના કોડ,
જય જયશ્રી રણછોડ, વારી જાઉં વાલા રે વિઠલા! ૧
વારી જાઉં વાહાલા રે વિઠલા! મારા મોંઘા મેમાન,
કેશવ કરૂણાનિધાન, મેડી ને મોહોલ મોરારના. ૨
મેડી ને મોહોલ મોરારના, અમે પંથીડાં સંસાર,
પાવન કીધાં ઘરબાર, આંગણે આવી અલબેલડા, ૩
આંગણે આવી અલબેલડા, રહોને આજની રાત,
ભોજન લ્યો ભલી ભાત, ભક્ત ઓધારણ ભૂધરા! ૪
ભક્ત ઓધારણ ભૂધરા! જાઓ કરવાને સ્નાન,
મારા કોડીલા કાન! મિત્ર સંગાથે માધવા. ૫
મિત્ર સંગાથે માધવા! કરવા જ્ઞાનની ગોઠ,
ટળવા પાપની પોઠ, મુક્તિ દેવા મોરારજી. ૬
મુક્તિ દેવા મોરારજી ચાલ્યા સુદામા સંગ,
નાહાવા નિરમળ ગંગ, સુદામો કહે શામળા. ૭
સુદામો કહે શામળા, અકળ લીલા તો જેહ,
અમને દેખાડો એહ, અમે અજ્ઞાની રે આંધળા. ૮
અમે અજ્ઞાની રે આંધળા, આપો જ્ઞાનની આંખ,
જાએ જગતની જાંખ, સમતા આવે રે શામળા. ૯

---

આશ્રમે દામોદર પધારેલા અને બેઠક કરેલી ત્યાં હરિમંદિર છે. તે મંદિરના ખર્ચને અંગે ત્યાંના સંતને હજુ તે ગામ મળેલું છે. આ વખતે મહાદેવ પધાર્યા એટલે મહાદેવપરૂં કહેવાયું, એવી દંતકથા છે.

આ ઉપદેશની સાત કડીઓમાં ઉપનિષદની બ્રહ્મવિદ્યાનું રહસ્ય ઠસોઠસ ભરેલું છે. આસ્પદ એટલે સ્થાન, પાત્ર.

સમતા આવે રે શામળા, મનડાં મારો થર થાય,
દિલનાં દુખડાં તે જાય, હરિવર બોલ્યા રે હેતશું. ૧૦
હરિવર બોલ્યા રે હેતશું આપણે કરીએ જો હોડ,
પોગે મનડાંના કોડ, સુદામાને કહે શામળો. ૧૧
સુદામાને કહે શામળો, જાવા પેલડે પાર,
થયો મનમાં વિચાર, બેઉ ડબકી દઈ બંધવા. ૧૨
બેઉ ડબકી દઇ બંધવા, વ્હેલો પહેલો જે થાય,
જિત્યો તેહ ગણાય, જગમાં, મુખથી કહે જાદવો. ૧૩
જગમાં મુખથી કહે જાદવો, દીધી ડબકી બેઉ વીર,
રાખી ધારણ ધીર, પાર પલકમાં રે પોગવા. ૧૪
પાર પલકમાં રે પોગવા, કીધું સુદામે જોર,
જાણે નંદકિશોર, આગે જઇને ઉભો રહું. ૧૫
આગે જઇને ઉભો રહું, રૂંધ્યો પ્રાણ અપાર,
જેવો નીકળે બાહાર, ભરદરીયે ભમતો ઘણું. ૧૬
ભરદરીયે ભમતો ઘણું, ભૂલ્યો ભમણામાં ભાન,
ભવતારણ ભગવાન, વારે ધાજો રે વિઠ્ઠલા. ૧૭
વારે ધાજો રે વિઠ્ઠલા, બોલ્યો મુખથી જેમ,
તરતાં તરતાં રે તેમ, કરમે કાષ્ટ આવ્યું કને. ૧૮
કરમે કાષ્ટ આવ્યું કને, ત્રિકમ તારણહાર,
નોધારાનો આધાર; ભેરૂ ભગતોની ભીડમાં. ૧૯
ભેરૂ ભકતોની ભીડમાં, એવો કરતો વિચાર,
ઉતર્યો સાગર પાર, નજરે ત્યાં નગરી નીરખી. ૨૦
નજરે ત્યાં નગરી નીરખી ચાલ્યો ચૌટામાં જાય,
તરશ્યાં જીવડો અકળાય, પૂછ્યું પરશોતમ શેઠને. ૨૧
પૂછ્યું પરશોતમ શેઠને, હોય જો વિપ્રનું ઘર,
જળ પી મન કરૂં થર, સુદામાને કહે શેઠજી. ૨૨
સુદામાને કહે શેઠજી, અહીં નહીં વરણનો ધરમ,
ભાંગો મનનો રે ભરમ, અહીં તો એકારેકાર છે. ૨૩
અહીં તો એકારેકાર છે, એવું સાંભળતાં કાન,
ખાવું હવે કયાં ધાન? પાણી પી શું ઘર પૂછીયે? ૨૪
પાણી પી શું ઘર પૂછીયે? શેઠને પૂછે જરૂર,
પૂરી કેટલું દૂર, નીકળે કયારે રે નાવડું? ૨૫

નીકળે ક્યારે રે નાવડું? પોગું કેટલે દન?
કહેજો સત્ય વચન, મનડું મારૂં મુંઝાય છે. ૨૬
મનડું મારૂં મુંઝાય છે, મારગ દેખાડો બાપ,
પોગું પૂરીમાં આપ, સુદામાને કહે શેઠજી. ૨૭
સુદામાને કહે શેઠજી, કાલે હંકાર્યાં વ્હાણ,
તે નશાં* નિરવાણ, વરષે વીશે રે પોગશે. ૨૮
વરષે વીશે રે પોગશે, પાછાં વળતાનાં વીશ,
પોગશો ત્રીજે વીશ, સમજો વાત એ સાનમાં. ૨૯
સમજો વાત એ સાનમાં, જાણ્યો થયો નિરાશ,
મુકી જાવાની આશ, જગમાં જીવું કેમ જાદવા? ૩૦
જગમાં જીવું કેમ જાદવા? શેઠે સંભળાવી વાત,
રહોને થઇ રળીયાત, પુત્રી પરણાવું પ્રીતથી. ૩૧
પુત્રી પરણાવું પ્રીતથી, આપું ખાન ને પાન,
કરજો ગોવિન્દનું ગાન, સુદામે તે હકારીયું. ૩૨
સુદામે તે હકારીયું, માંડયાં ઘર ને બાર,
પુત્રો પ્રકટયા રે ચાર, લાડકવાયા એ લાલજી. ૩૩
લાડકવાયા એ લાલજી, રમાડે ભલી ભાત,
એક દિન થઇ અખીયાત,† મરી ગઇ એક માનની. ૩૪
મરી ગઇ એક માનની, જાવાને સમશાન,
સુદામો સાવધાન, ત્યાં કૌતક એક દીઠડું! ૩૫
ત્યાં કૌતક એક દીઠડું, મરી ગઇ જે નાર,
તેનો તો ભરથાર, સતો થવાને સંચર્યો. ૩૬
સતો થવાને સંચર્યો, કંકું લેપ્યું શરીર,
વનિતા પાછળ વીર, પ્રાણ પોતાના પરહરે. ૩૭
પ્રાણ પોતાના પરહરે, સુદામાને વિચાર,
કેવો આ કિરતાર, અવળો મારગ અલખનો. ૩૮
અવળો મારગ અલખનો, બોલ્યા શેઠજી વાણ,
સુણ સુદામા નિરવાણ, એવી રીત આ દેશની. ૩૯
એવી રીત આ દેશની, પૂછે સુદામો એમ,
કોઇ નહીં મરે તો કેમ, સમજાવોને એ શેઠજી. ૪૦

---

* નિશ્ચય. † અખ્યાત–અજાણી વાત.

સમજાવોને એ શેઠજી, આ તો અધરમ ગણાય,
જુદી રીત જણાય, નારી પાછળ નર મરે. ૪૧
નારી પાછળ નર મરે, એવો દેશ રિવાજ,
સુણો સુદામા આજ, તેમ તમારે કરવું પડે. ૪૨
તેમ તમારે કરવું પડે, કંપે થર થર કાય,
અંતરમાં અકળાય, આવ્યા આશ્રમ સમશા નથી. ૪૩
આવ્યા આશ્રમ સમશાનથી, નારી માંદી બહુ થઈ,
સુધબુધ સઘળી રે ગઈ, સંતાય સુદામો કોઠીયે. ૪૪
સંતાય સુદામો કોઠીયે, નારી મરતાં તે વાર,
મળીયાં લોક અપાર, સુદામો શોધી કાઢીયો. ૪૫
સુદામો શોધી કાઢીયો, રંગ્યો લાલ ગલાલ,
તિલક કરીયાં રે ભાલ, સતો કરવાને સંચર્યાં. ૪૬
સતો કરવાને સંચર્યાં, ભડકા બળતી રે આગ,
ન મળે જાવાનો લાગ, સાગરતીરે સમશાન છે. ૪૭
સાગરતીરે સમશાન છે, મરવું પાણીમાં ઠીક,
તો નહી આગની બીક, નાહાવા બાહાને સાગરે પડયો, ૪૮
નાહાવા બાહાને સાગરે પડયો, દીધી ડબકી બહુ જોર,
જ્યાં છે નંદકિશોર, નદીમાં ત્યાં જઇ નીકળ્યો. ૪૯
નદીમાં ત્યાં જઇ નીકળ્યો, બોલ્યા જાદવ વીર,
પ્હેલો આવ્યો હું તીર, પછવાડેથી તું પોગીયો. ૫૦
પછવાડેથી તું પોગીયો, સમજી પામ્યો નવાઇ,
ભારે ભવની ભવાઇ, કથની કાના હું શી કહું? ૫૧
કથની કાના હું શી કહું, મારી વીતેલી વાત,
અંતરમાં *અતપાત જમપૂરીથી હું જીવતો. ૫૨
જમપુરીથી હું જીવતો, આવ્યો છબીલા છેલ,
ખરાખરીનો ખેલ, કામણ કીધું તેં કાનડા. ૫૩
કામણ કીધું તેં કાનડ, વળ્યા ઘર ભણી વીર,
મનમાં ધીર અધીર, રાંધણીયેથી રામા વદે. ૫૪
રાંધણીયેથી રામા વદે, આવ્યા વેલેરા આજ,
કીધાં શું તમે કાજ પળમાં, પાળક પરમેશરા. ૫૫

---

* ઉત્પાત.

પળમાં પાળક પરમેશરા! તું કરતા ને તું નાથ,
હેતે જે ગ્રહ્યો હાથ, સંગાથે રહેજો શામળા. ૫૬
સંગાથે રહેજો શામળા, માધવ માયાવી વીર,
નયણે આવેલાં નીર, મિત્રનાં લુવે માધવો. ૫૭
મિત્રનાં લુવે માધવો, 'અકળ લીલા' કહેવાય,
મુજથી ના સહેવાય, વિયોગ ત્હારો રે વિઠલા! ૫૮
વિયોગ–ત્હારો રે વિઠલા, વસમો લાગે છે વીર,
ગોવિન્દા! તું ગંભીર, બીરદ અધમ ઓધાર છે. ૫૯
બીરદ અધમ ઓધાર છે, આપણુ બંને તો એક,
એવો આવ્યો વિવેક, સુદામો તે જ શામળો. ૬૦
સુદામો તે જ શામળો, ટળ્યો ભેદ ગઇ ભ્રાંત.
થયાં મનડાં તે શાન્ત, ધન્ય ધન્ય ધરણીધરા. ૬૧
ધન્ય ધન્ય ધરણીધરા, મીઠી મીઠાની વાણુ,
સમજાણી નિરવાણ, પંદરા–ગોતર ઓતરે. ૬૨
પંદરાગોતર ઓતરે, શ્રાવણનો પખ* અંધાર,
ગાયું હાલરડું, હાર, ગોકળ આઠમની રાતડી.† ૬૩



પૂરવણી નોંધ–નરસિંહ મહેતા સંબંધમાં આવી ઐતિહાસિક માહિતી આપનારો મીઠો ચારણ પ્રથમ છે. ત્રિકમદાસના કાવ્યમાં પરિશિષ્ટમાં જામનગરના પહેલા જામના કાળના જાણીતા 'હરિરસ' કાવ્યના કર્તા વૈષ્ણવ કવિ ઇસરદાસ ચારણનો, સં. ૧૬૨૧ માં નરસિંહ મહેતા સંબંધી કરેલા પહેલ વહેલા ઉલ્લેખનો ઉતારો આપ્યો છે. પણ હવે જણાય છે તેમ મીઠો ભક્ત નરસિંહ મહેતાના સમકાલીન હતા. તેઓ સં. ૧૫૪૨ માં પ્રત્યક્ષ નરસિંહ મહેતાને જોયાનું અને મળ્યાનું જણાવે છે. એટલે મહેતાજી સંબંધી ઉલ્લેખ સં. ૧૬૨૧ ની અગાઉ સં. ૧૫૪૨ માં થયાનું આથી સિદ્ધ થાય છે. તે ઉપરાંત મહેતાજીના ભક્ત અને કવિ સંત સેવાદાસ, ગેમલજી આદિના ભજનો પણ મહેતાજીનો ઉલ્લેખ કરે છે.

* પક્ષ. † આ પદ રા. રા. જગજીવન નરભેરામ બધેકાએ નડિયાદમાં જાહેર સભામાં ગાઈ સંભળાવ્યું હતું, અને તેની નોંધ "ગુજરાતી" પત્રના તા૦ ૨૭–૯–૩૧ ના અંકમાં છપાઇ છે. તે સાક્ષરશ્રી છગનલાલ હરિલાલ પંડયા એમણે "ગુજરાતી" માટે ખાસ ઉતરાવીને મોકલ્યું છે.

કાઠિયાવાડમાં ભાવનગર તાબે તળાજા પાસે ઉંચડી ગામમાં સં. ૧૫૨૦-૧૫૯૨ રહેતો ચારણ કવિ મીઠો, એ ભક્તરાજ ગુર્જર આદિ કવિ નરસિંહ મહેતાનો ઉત્તર વયનો સમકાલીન હતો. આ કવિ અને લીંબડીનો ઢાઢી કવિ મીઠો જે સં. ૧૮૬૦-૧૯૨૮ માં જીવતો હતો, અને જેનાં થાળ વગેરે પદો ભક્તજનોમાં અને સાધુસંતોમાં હજીએ મશહુર છે, તે જૂદા છે. આ ઢાઢી મીઠા કવિનાં પદો ભજનાદિનો સંગ્રહ લીંબડીના વિદ્યાધિકારી સાહેબે છપાવેલો છે. આ ઢાઢી મીઠો મુસલમાન હોવા છતાં પણ કૃષ્ણભક્ત-વૈષ્ણવ થઇ ગયો છે. તેનાં કૃષ્ણભક્તિનાં પદો વગેરે એટલા બધાં આર્ય હિન્દુ ભાવનાવાળાં છે કે વાંચનારને ભાગ્યે જ સ્વપ્ને પણ ખ્યાલ આવે કે તે મુસલમાન હશે. મને પોતાને એના મુસલમાન હોવા વિશે શંકા છે; કારણ કે બારમાસી, ઉત્સવોનાં પદોમાં ઢાઢીનાં પદો આવે છે. આ ઢાઢી હિન્દુ હોય છે.) એની થાળ ગવાયા વિના કોઇ પણ ભજનમંડળીની બેઠક પૂરણ થઇ ગણાતી નથી. ચારણ કવિ મીઠાનાં પદોને અંતે આવતી કડી "ગાય શિખે ને સાંભળે" વગેરેથી અને ઢાઢી મીઠાનાં પદોને અંતે આવતી તેજ કડીથી ભ્રમમાં પડવાનું કારણ નથી. એમાં ઢાઢી મીઠાએ ચારણ મીઠાનું અનુકરણ કરેલું સ્પષ્ટ જણાય છે.

પ્રામ હકિકત ઉપરથી એમ જણાય છે કે ચારણ કવિ મીઠાએ પહેલી કવિતા સં. ૧૫૪૨ માં નરસિંહ મહેતાને મળ્યા પછી બનાવી, અને હાલરડું સં. ૧૫૭૨ માં રચ્યું. એ તેનાં કાવ્યોમાં આપેલી વિગતપરથી સમજાય છે. પણ ગદુલા ગોપેશ્વરના મંડપમેળામાં અને બગડેશ્વરના લાખાવાળાના મંડપમેળામાં જે વર્ષો આપ્યાં છે તે રચ્યાવર્ષ નથી, પણ નરસિંહ મહેતાને શ્રીકૃષ્ણ પરમાત્મા કયારે કયારે પ્રસન્ન થયા તેનાં વર્ષો છે. એ મંડપમેળાઓ ભરાયા ત્યારે મીઠાનો જન્મ પણ ન હોતો, પણ તેણે નરસિંહ મહેતાને ગુરૂ તરીકે સ્વીકાર્યા ત્યાર પછી, નરસિંહ મહેતાના પ્રભુએ કોડ પૂર્યા તેનાં વર્ષો તેણે કદાચ સ્વયં નરસિંહ મહેતા પાસેથી સાંભળીને લખ્યાં હોય એમ લાગે છે, માટે તેની સચ્ચાઇ વિષે શંકાને ઉપસ્થિત થવાનું કારણ નથી. ચારણ કવિ મીઠો નરસિંહ મહેતાનો જ સમકાલીન હતો એટલુંજ નહિ પણ પુષ્ટિમાર્ગ પ્રવર્તક શ્રીમદ્ વલ્લભાચાર્યનો, ગોડીયા વૈષ્ણવ માર્ગના આચાર્ય શ્રી ચૈતન્યનો અને રાજપુત કવિ બાઇ મીરાંબાઇનો પણ સમકાલીન હતો, એ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

આ કાવ્યો મેળવી આપવા માટે આપણે રા. રા. જ્યોતિર્મલ્લ જગજીવન નરભેરામ બધેકાનો ઉપકાર માનવો ઘટે છે. તે જ પ્રમાણે રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીનો પણ ઉપકાર અહીં માનવો જોઇએ કારણ કે એમણે શંકાની નજરે જોઇ, નરસિંહ મહેતાના જીવનકાળ માટે

આચાર્ય આનન્દશંકરે ઉઠાવેલું મંતવ્ય સ્થાપવા કોયડો ગુંથ્યો, તેથી ગુજરાતના ઘણા વિદ્વાનોને અને અભ્યાસીઓને શોધખોળ કરવાની પ્રેરણા થઇ, અને આખરે સત્ય શોધી શકાયું છે.

આ સર્વ હકિકત ઉપરથી એટલું તો નિર્વિવાદ નિઃશંક સિદ્ધ થાય છે કે નરસિંહ મહેતો સં. ૧૫૦૦ પહેલાં અને ૧૫૪૨ માં જીવતો હતો; અને તે શ્રી વલ્લભાચાર્ય કે શ્રી ચૈતન્ય પ્રભુ પહેલાં થઇ ગયેલો એ નક્કી છે. એટલે તેના ઉપર આ બન્ને આચાર્યોનાં મંતવ્યોની જરા પણ અસર થઇ નથી, અને ભક્તિમાર્ગ–વિષ્ણુ–શ્રીકૃષ્ણ–ની ઉપાસના અને રાસલીલા આદિ લીલાનાં વર્ણનો તેમ જ રાધા, ચંદ્રાવલી, લલિતા, વિશાખા આદિ રાધાની સખીઓનાં નામો મહેતાજીના કાળમાં, અને આગળ વધીને કહીએ તો તે પહેલાં પણ ગુજરાત–કાઠિયાવાડમાં લોકપ્રસિદ્ધ હતાં, ગ્રંથારૂઢ તેમ જ લોકગીતારૂઢ પણ હતાં. ભાગવત, ગીતગોવિંદ, કૃષ્ણજન્મ ખંડ વગેરે ગ્રન્થો ઉપરાંત 'શ્રીવિષ્ણુભક્તિચંદ્રોદય' અને 'શ્રીકૃષ્ણકર્ણામૃત' આદિ ગ્રંથો પણ મહેતાજીના કાળમાં પ્રસિદ્ધ હતા. એટલે વિષ્ણુભક્તિના ઉદય અને પ્રણયન માટે બહારની કોઇની અસર થવાનું રા. રા. આનંદશંકર બા. ધ્રુવ વગેરેનું અનુમાન સ્વીકારવાની જરૂર નથી; તેમ ગોપનાથ સંબંધમાં તેમણે કરેલી કલ્પના પણ બુદ્ધિગ્રાહ્ય જ લાગતી નથી. ગોપનાથ, ગોપેસર, કે ગોપીનાથ કોઇ પુસ્તકના ટીકાકાર કે સૂત્રધારને આજ્ઞા કરનાર નાટકના પાત્ર નથી, પણ તળાજા પાસે ગોપનાથ મહાદેવ જ છે અને તેઓ પ્રત્યક્ષ પ્રસન્ન થઇને નરસિંહ મહેતાને મળ્યા એ ચોખ્ખું છે. આથી જણાશે કે સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇએ મેળવેલી હકિકતો જ સાચી ઠરે છે.

હું ફરીથી કહીશ કે એક લેખે રા. રા. ભાઇ મુનશીએ નરસિંહ મહેતાનો કોયડો ઉભો કરી, સાહિત્યકારો ઉપર ઉપકાર કર્યો છે. કારણ કે ખરાં ખોટાની પરીક્ષા કરવા માટે શોધખોળ કરવાને તેથી ઘણાને પ્રેરણા મળી છે. આ પ્રસંગમાં વસ્તુ ખૂબીદાર એ બની છે કે શ્રીમુનશીએ, જે જ્યોતિર્મલ શ્રીજગજીવન બધેકાજી, જેમની પાસે મહેતાજીની હારમાળાના સંવત, માસ, તિથિ અને વારની પોતાની હકીગત મૂકી, તે ઉપરથી ગણિત કરાવી, તેને આધારે નરસિંહ મહેતાને સમયભ્રષ્ટ કરવાની સૂચના કરી હતી, તે જ શ્રીબધેકાજીએ ભક્ત મીઠાનાં સાલવારીવાળાં, ઐતિહાસિક પદો–ભજનો મેળવી આપી, તેમની દલીલ અગ્રાહ્ય છે એવું પુરવાર કરી આપ્યું છે; કારણ કે મીઠો ભક્ત કાઠીયાવાડમાં જાણીતો છે, અને તે સં. ૧૫૨૦ માં જન્મ્યો અને ૧૫૯૨ માં ગુજરી ગયો હતો, એટલે નરસિંહ મહેતાનો ઉત્તરાવસ્થાનો સમકાલીન અને પછી તુરત જ થઇ ગયેલો છે. એ ઉપરાંત નરસિંહ મહેતાના સમકાલીન ઐતિહાસિક રાજાઓ, ભક્તો,

સંતો, કવિઓ વગેરે સંબંધમાં પણ ઘણી માહિતી આપનારી પ્રમાણભૂત ઐતિહાસિક વાતો પણ બહાર આણી છે. એટલે નરસિંહ મહેતાનાં કોયડાનો પૂરેપૂરો ઉકેલ હવે થઇ ગયો છે, અને એમાં શંકાને જરાએ સ્થાન નથી.

શ્રી કનૈયાલાલ મુનશીએ પોતાના ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એવું જણાવ્યું હતું કે તેમણે ઉભા કરેલા કોયડા ઉપરની ચર્ચા વિચારી છેવટનો નિર્ણય તેઓ આપશે. આ તક તેઓ લેશે ખરા કે?

ન. ઈ. દેશાઇ

---

## ઐતિહાસિક સાલવારી

રા. જગજીવન બધેકાએ નરસિંહ મહેતા સંબંધમાં મીઠા કવિ વગેરે સંતોનાં કાવ્યોને આધારે નીચે પ્રમાણે ઐતિહાસિક તારીખો લખાવી છે. તે ભેળાં કાઉન્સમાં જે વર્ષો આપેલાં છે તે અભ્યાસીઓને વિશેષ માર્ગદર્શક થઈ શકે તે માટે ઉમેરેલાં છે.

| સંવત | બનાવો |
|---|---|
| ૧૪૬૫ | નરસિંહ મહેતાનો જન્મ (આશરે) (આ વર્ષ કોઈ કાવ્યમાં નથી, પણ પ્રસંગ જોતાં મૂકવું પડે છે.) મહેતાજીનો જન્મ તળાજામાં થયલો હતો. |
| ૧૪૬૯ | તળાજામાં નૃસિંહારણ્ય મુનિએ સોળ કળા(પ્રકરણ)વાળો 'વિષ્ણુભક્તિ-ચન્દ્રોદય' ગ્રન્થ સંસ્કૃતમાં રચ્યો. |
| ૧૪૯૫ | નરસિંહ મહેતાને તળાજા પાસેના ગોપનાથજી પ્રસન્ન થયા અને રાસલીલાનાં દર્શન કરાવ્યાં. (ચૈત્ર–શ્રાવણ) |
| ૧૪૯૭ | લાખાવાળાનો મંડપમેળો. |
| ૧૪૯૯ | બેસતાં નરસિંહ મહેતો તળાજેથી જૂનાગઢ ગયા. |
| ૧૪૯૯ | કુંવરબાઈનાં લગ્ન, કાઠીયાવાડના ઉનામાં. નરસિંહ મહેતાને બે સંતતિ હતી. પુત્ર શામળશાહ મોટા અને પુત્રી કુંવરબાઈ ન્હાનાં. |
| ૧૫૦૧ | શામળશાહનો વિવાહ વડનગરમાં (આ વડનગર જૂનાગઢનાં નાગરનાં બાર ગામોમાંનું એક હોવાનો સંભવ વિશેષ છે.) |
| (૧૫૦૧ | પર્વત મહેતાને ત્યાં શ્રીરણછોડરાયનું એક સ્વરૂપ દ્વારકાથી માંગરોળ પધાર્યું.) |
| ૧૫૦૨ | દ્વારકામાં શામળશાહ રૂપે ભગવાને નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી. |
| ૧૫૦૩ | મહેતાજીના એકના એક પુત્ર શામળશાહનો સ્વર્ગવાસ. |
| ૧૫૦૫ | મહેતાજીનાં પત્ની માણેક મહેતીનો સ્વર્ગવાસ. |
| ૧૫૦૭ | કુંવરબાઈનું મામેરું ભગવાને પૂર્યું. |
| ૧૫૧૨ | દામોદરરાયે નરસિંહ મહેતાને રા' મંડલિકના દરબારમાં હાર આપ્યો. આ વખતે મહેતાજીની પુત્રી અને પુત્રવધુ બન્ને વિધવા હતાં. |

૧૫૨૦ મીઠા ભકતનો જન્મ.

(૧૫૨૯ પ્રભાસ પાટણમાં કવિ કેશવરામ હૃદયરામે ભાગવત દશમ રચ્યો.)

૧૫૩૫ શ્રીમદ્ વલ્લભાચાર્યનો જન્મ.

(૧૫૪૧ કવિ ભીમે 'હરિલીલા ષોડશકળા' રચી.)

૧૫૪૨ મીઠા કવિ માંગરોળમાં નરસિંહ મહેતાને મળ્યો અને તેની વાણી છપડી.
(આ વખત અગાઉ મહેતાજીની પુત્રી મરણ પામેલી હતી.)

(૧૫૪૨ બંગાળના નદીયા ગામે શ્રી ચૈતન્ય મહાપ્રભુનો જન્મ.)

(૧૫૪૬-૧૫૫૦ ના ગાળામાં શ્રી વલ્લભાચાર્ય પ્રથમ પરિક્રમા વખતે દ્વારકા આવ્યા હતા. તે વખતે તેમનો નરસિંહ મહેતા સાથે મેળાપ થયો હોય તે તે સંભવિત છે.)

(૧૫૪૬-પ્રભાસપાટણમાં "હરિલીલા ષોડશકળા"વાળા કવિ ભીમે વિષ્ણુભક્તિને પ્રતિપાદન કરતું, 'પ્રબોધચંદ્રોદય કાવ્ય' રચ્યું.)

૧૫૭૨ મીઠાનું એક હાલરડું-અકળ લીલાવાળું.

(૧૫૭૨ ગૌરાંગ પ્રભુ ચૈતન્ય બંગાળથી દ્વારકા આવી ગયા, અને શ્રીકૃષ્ણકર્ણામૃત નામનો ગ્રન્થ લઈ ગયા. ચૈતન્યની અસર રા. રા. મુનશી નરસિંહ મહેતા ઉપર થઈ એવું માને છે, અને એટલા માટે નરસિંહ મહેતાનો સમય બદલાવાનો વિચાર જાહેર કર્યો છે.)

૧૫૯૨ ચારણ કવિ મીઠાનો સ્વર્ગવાસ.



મુદ્રક અને પ્રકાશક: નટવરલાલ ઈચ્છારામ દેસાઈ.
મુદ્રણસ્થાન: "ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ, સાસુન બિલ્ડીંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ નં. ૧.